**ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી વિવિધ જ્ઞાન ગ્રન્થમાળામાંનાં આ લખનારનાં પુસ્તકો.**

| | |
|---|---|
| વિવિધ જ્ઞાન. | ૦—૮—૦ |
| રત્નાવળી | ૦—૮—૦ |
| રોમિયો અને જુલિયટ | ૦—૮—૦ |
| અપરાધતત્વ | ૦—૮—૦ |
| હતત્વ વિવેક એટલે માણસને પારખવાની વિદ્યા | ૦—૮—૦ |
| નાની મીઠી વાર્તા | ૦—૮—૦ |
| વાસવદત્તા | ૦—૮—૦ |
| સૌન્દર્યતત્વ | ૦—૮—૦ |
| પ્રેમતત્વ | ૦—૮—૦ |
| કમળ કુમારી | ૦—૮—૦ |
| ઐન્દ્રિક તત્વ એટલે પ્રાણીઓની ચઢતી કરવાની વિદ્યા | ૦—૮—૦ |
| કાલિદાસ અને શેક્સપિયરની તુલના | ૦—૮—૦ |
| કવિતત્વ | ૦—૮—૦ |
| કાવ્યતત્વ | ૦—૮—૦ |
| હૃદય તત્વ અથવા ચારિત્ર | ૦—૮—૦ |

**આ લખનારનાં નવલકથાનાં પુસ્તકો.**

| | |
|---|---|
| મણિભાઇ | ૦—૧૨—૦ |
| શિવલાલ | ૦—૧૨—૦ |
| લક્ષ્મી | ૦—૧૨—૦ |
| રાજર્ષિ ગોવિંદ માણિક્ય | ૦—૧૨—૦ |
| ફૂલની માળા | ૦—૧૨—૦ |
| હીરાકંઠી | ૦—૧૨—૦ |
| નર્મદા | ૦—૧૨—૦ |
| પ્રેમકથા | ૦—૧૨—૦ |
| સ્નેહકુટીર | ૦—૧૨—૦ |
| નંદકોર | ૦—૧૨—૦ |
| કમળ | ૦—૧૨—૦ |
| વિષવૃક્ષ | ૦—૧૨—૦ |

**મળવાનું ઠેકાણું:—નારાયણ હેમચંદ્ર—અમદાવાદ.**

ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી

વિવિધ જ્ઞાન ગ્રન્થમાળા.

( મણકો ૧૨ મો. )



# કાલિદાસ અને શેક્સપિયરની તુલના.



લખનાર

નારાયણ હેમચંદ્ર.



અમદાવાદ.

"રાજનગર ટાઈપ ફાઉન્ડરી પ્રિન્ટીંગ" પ્રેસ.

કિંમત આઠ આના.

**હૃતતત્વ વિવેક એટલે માણસને પારખવાની વિદ્યા**—આ પુસ્તક બહુદર્શિતાનું ફળ છે. આમાં મનુષ્યને પારખવાની કળા બતાવી છે. કોનામાં શા શા ગુણ છે તે જાણવાની બહુ જરૂર છે તેથી ઘણો લાભ થાય છે. કિયા કિયા ધંધામાં શા શા ગુણ જોઇએ તે પણ આ પુસ્તકમાં જણાવ્યું છે. જો માણસને પારખીને તેના હાથથી લાભ મેળવવાની ઇચ્છા હોય, જો પોતાના દીકરાઓ કીયો ધંધો પકડવાથી તેઓ યશસ્વી થાય એવી ઇચ્છા રાખતા હોય, તો હૃતતત્વ વિવેક એટલે માણસોને પારખવાની વિદ્યા વાંચો. કિંમત આઠ આના.

**નાની મોટી વાર્ત્તા**—આમાં નાની મોટી આઠ વાર્તા છે. તે તેના નામથી જણાશે. તેમાં પ્રેમની સ્નેહની વાતો છે. કિંમત આઠ આના.

**વાસવદત્તા**—આ પુસ્તક સંસ્કૃત કવિ સુબંધુનું કરેલું છે તેમાં પ્રેમની તસ્વિર બહુજ સુંદર ઘડી છે. જો મનને પ્રેમ રસમાં થોડીકવાર ડૂબાડીને આનંદ મેળવવો હોય, તો વાસવદત્તા વાંચવી. કિંમત આઠ આના.

**સૌન્દર્યતત્વ**—સૌન્દર્યથી કોણ મોહિત થતું નથી, સૌન્દર્ય જોવાને કોણ આતુર થતું નથી, પણ તે સૌન્દર્ય શું છે, સૌન્દર્ય શાથી ઉત્પન્ન થાય છે, આપણા મનમાં સુંદરતા શી રીતે આવીને આપણને આતુર કરે છે, આ બધું જાણીને સૌન્દર્યનું જ્ઞાન મેળવવું હોય, તો સૌન્દર્ય તત્વ વાંચો. કિંમત આઠ આના.

**પ્રેમતત્વ**—પ્રેમ એ શું છે, પ્રેમ શી રીતે ઉત્પન્ન થાય છે, પ્રેમનો સ્વભાવ શો છે તે વિશે જાણવાને બધા આતુર હોય છે, શાથી મનમાં પ્રેમ ઉત્પન્ન થઇને મનને વિહ્વલ કરે છે, પ્રેમિક આંખના બહાર ગયાથી મનમાં શુંનું શું થાય છે, તે કેમ થતું હશે તેનો કંઇક ખ્યાલ આવે એટલા માટે પ્રેમતત્વ વાંચો. કિંમત આઠ આના.

**કમળકુમારી**—આ એક નવલ કથા છે તેનો કર્ત્તા સર વાલ્ટર સ્કૉટ છે. બ્રાઈડ ઓફ લેમર મૂરના અનુકરણની રજપુતાના ઇતિહાસને લાગુ પાડીને નવલ કથા કરી છે. તેમાં પ્રેમનું બહુ અચ્છુ ચિત્ર છે. તેમાં પ્રેમના ઘણી જાતના રંગ છે. કિંમત આઠ આના.

# કાલિદાસ અને શેક્સપિયરની તુલના.

## આરંભ.

ઉપર આપેલા એ નામ વાંચ્યાથી કદાચ વાંચનાર આશ્ચર્ય પામશે. કદાચ ધારશે કે અમે ઘેલા થયા છીએ. વાસ્તવિક શેક્સપિયર અને કાલિદાસની કવિત્વશક્તિનું વિવેચન કરવું એ કંઇ જેવું તેવું કામ નથી. એઓની અલૌકિક પ્રતિભા અને ત્રિલોકવ્યાપિની કલ્પના અને અમારી નાની બુદ્ધિ એ કેવીરીતે સમજે? જે અસીમ અતલ સ્પર્શ કલ્પનાના સમુદ્રમાંથી મેકબેથ, ઓથેલો, હેમલેટ, મેઘદૂત, રઘુવંશ, વિક્રમોર્વશી, અભિજ્ઞાન શકુન્તલા વગેરે અમૂલ્ય કૌસ્તુભ નીકલીને જગતને પ્રકાશમય કરે છે, પંડિત શિરોમણિ ગેટી, શ્લેગેલાદિ વિદ્વાનો જે કવિત્વશક્તિનો થાગ કરી શકયા નહિ, તે અમાનુષિક શક્તિનો પરિચય આપવામાં પ્રવૃત થવું એ અમારા જેવા કીટાનુકીટને ઘણુંજ અસમસાહસિકતાનું કામ થાય એમાં કંઇ સન્દેહ નથી. તો પણ આટલુ કહી શકીએ છીએ કે, સુન્દર વસ્તુમાં નાના મોટા વિદ્વાન મૂર્ખ, ધનવાન નિર્ધનને એક સરખો અધિકાર છે. જગતની શોભા, જીવનના જીવન સૂર્યદેવને જોઇ તીક્ષ્ણ બુદ્ધિશાળી ન્યુટનના મનમાં જે ભાવનો ઉદય થયો હતો, જંગલી એસ્કુઇમોરના મનમાં પણ તેવોજ ભાવ આવ્યો હતો, પરન્તુ એક પોતાની બુદ્ધિના પ્રભાવથી વિજ્ઞાનની મદદથી સૂર્યનું છેટું લંબાઇ ચવડાઇ ગતિ વગેરેની શોધ કરવા બેઠો, અને એક જંગલમાંનું ફૂલ લઇને તેની પૂજા કરવા બેઠો. શરતના સુનીલ ગગનમાં પૂર્ણચંદ્રના રૂપની બળીહારી જોઇને સેલિનું હૃદય નાચી ઉઠયુ તેથી તેણે કાગળ કલમ લઇ કાવ્યની લહેરી કાઢી, વળી માતાના ખોળામાં બાળકે સ્તનપાન પડતુ મૂકીને ના-

ના કોમળ હાથ લાંબા કરીને અડધા ભાગા તુટા શબ્દથી "આવ આવ ચાંદા" કહેવાનો આરંભ કર્યો તેથીજ કહીએ છીએ કે સુન્દર વસ્તુમાં સર્વને એક સરખો અધિકાર છે. ફક્ત આને ભરૂસે આજે અમે આત્મવિસ્મૃત થયા છીએ. ઘણા દિવસથી બન્ને મહાકવિના ગ્રન્થો વાંચીએ છીએ, તેના ઉપરથી જે કંઇ ભાવ અથવા વિચાર ઉદય થયા હતા તે એકત્ર કરીને વાંચનારને ઉપહાર આપવામાં પ્રવૃત થયા છીએ.

तद्गुणैः कर्ममागत्य चापलाय प्रचोदितः

---

## સરખે સરખા.

કાલિદાસ અને શેકસપિયરને લઇ આજ કાલ સાહિત્યમંડળમાં મોટી ચર્ચા થઇ રહી છે. કેટલાંક માણસો શેકસપિયરને અસાધારણ કવિત્વ શક્તિવાળો કહીને એકીવારે સ્વર્ગમાં ઉંચે લઇ જાય છે, અને કાલિદાસની કંઇજ કવિત્વ શક્તિ નથી, કેવળ ભાષાના લાલિત્યથી એક દિવસ આપણા મન હરણ કર્યા હતા એવું કહીને સાહિત્ય સંસારમાં નવા સત્યની શોધ કરે છે. વળી કેટલાકો શેકસપિયરના કરતાં કાલિદાસની કવિત્વ શક્તિનું શ્રેષ્ઠપણું સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. અમે કોઇ પણ કવિના પક્ષપાતી નથી. બન્નેની કવિત્વ શક્તિ જોઇ વિસ્મિત, સ્તંભિત અને મોહિત થયા છીએ, બેઉના ઉપર અમારી શ્રદ્ધા, ભક્તિ અને સન્માન એક સરખા છે.

કાલિદાસ પ્રતિભા બળથી ભારતમાં જે કીર્ત્તિ સ્થાપી ગયો, છે તે અનન્ત કાલ પર્યન્ત રહેશે, જો સમય હજારો પ્રકારના યત્ન કરશે તો પણ તેમાંથી બિન્દુ પણ ઓછી કરી શકશે નહિ, વિવેચન કરનારાઓ તેની કીર્તિ લોપ કરવા માટે જીવન વિસર્જ્જન કરશે તોપણ તે સર્વદા અક્ષય રહેશે. શેકસપિયરની પ્રતિભા અને કાલિદાસની પ્રતિભા કોઇપણ ભાગમાં ઓછી વધતી નહોતી. યુરોપ અને તેની સાથે આખી પૃથ્વી તે પ્રતિભાની અનન્તકાલ સુધી પૂજા કરશે. આ આનન્દનો વિષય એ છે. કે તેની કીર્ત્તિ લોપ કરવાની મતલબથી ઇગ્લંડ અથવા આખા યુ-

રોપમાં આજ સુધી કોઇ પણ વાર્તિક લખનારે કલમ ધારણ કરી નથી. હવે જાણવું જોઇએ કે પ્રતિભા એ શું છે? અમે પ્રતિભાને ઇશ્વિરદત્ત અસાધારણ શક્તિ વિના બીજી કંઇપણ આખ્યા આપી શકતા નથી. કોઇપણ માણસ કોઇ પણ પ્રતિભાવાળો હોય, તો તે ઇશ્વિરે આપેલી શક્તિ છે. પોતાના યત્નથી તે બુદ્ધિ ખીલવી શકે છે, અભ્યાસથી પ્રતિભાવાળો કદી થઇ શકતો નથી. તમે અમે હજારો વર્ષ કલ્પના કવિની આરાધના કરીશું તોપણ કાલિદાસ અને શેકસપિયર થઇ શકીશું નહિ. પ્રતિભા જો ઇશ્વિરદત્ત હોય તોજ પ્રતિભાવાળો માણસ ઇશ્વિરનો પ્રિયપાત્ર થાય તેમાં કંઇ સન્દેહ નથી.

કાલિદાસ અને શેકસપિયર એ બે ઘણા મધુર નામ છે. એવા મધુર નામ કોઇ વખતે પણ સાંભળવામાં આવ્યા નથી! મિલ્ટન, પોપ, બાયરન, ભવભૂતિ, માઘ, ભારવિ–આમાંના એકનું પણ નામ જેવું કાલિદાસ તથા શેકસપિયરનું લાગે છે તેવું લાગતું નથી, કોઇની પણ અમે નિન્દા કરતા નથી, સર્વ મનોહર છે, સર્વે કાનમાં અમૃત વર્ષણ કરે છે ખરા, પરન્તુ આ બેના જેવા લાગતા નથી–આ બન્નેની તુલનામાં કોઇને પણ જોતા નથી. સાહિત્યગગનમાં અસંખ્ય ગ્રહ નક્ષત્ર જોઇએ છીએ, પરન્તુ ચન્દ્ર સૂર્ય એક એકના શિવાય વધારે તો જાતો નથી, કાવ્યના સુમધુર વીણા ઘણાકોએ વગડયા છે ખરા, પરન્તુ તેના જેવા કોઇ પણ વગાડી શકયા નથી. તેઓના જેવા સુર ચઢાવીને તેના જેવું સ્વર્ગીય તાન કાઢવામાં, તેના જેવું મોહન મંત્રથી હૃદય વિમોહિત કરવામાં–તેના જેવું મનુષ્યના અન્તરના પ્રત્યેક તંત્રમાં થકો લગાડવામાં કોઇપિણ શક્તિમાન થઇ શકયો નથી. કોઇમાં ભાવનું પ્રગાઢપણું છે, કોઇની રચનામાં લાલિત્ય છે, કોઇએ રૌદ્રરસ, કોઇએ કરૂણ રસ તો કોઇએ શાન્ત રસની અવતરણા કરી છે, પરન્તુ સર્વે રસનો એકત્ર સમાવેશ કરવામાં–સમસ્ત સૌન્દર્યને એકત્ર કરવામાં–સ્વર્ગ મર્ત્યમાંના સઘળા સુન્દર ભાગોને એકત્ર કરીને કલ્પનાના સૂત્રથી અપૂર્વ માળા ગુથવામાં આ બેના જેવા કોઇપણ સમર્થ થયા નથી. એકવાર વાંચો, બે

વાર વાંચો, સેંકડો વાર વાંચો તથાપિ એ પુરાતન થનાર નથી. પ્રત્યેક-વારે નવા ભાવ મેળવીએ છીએ; પ્રત્યેક વારે નવા આનન્દથી મન નાચી ઉઠે છે, પ્રત્યેક વારે એવું કંઇ જોવા પામીએ છીએ કે જે પૂર્વે જોયું ન હોય ટૂકામાં આવી ક્ષણજન્માકલ્પના શક્તિનું દૃષ્ટાન્ત ઘણુંજ વિરલ જાવામાં આવે છે. પ્રકૃતિ દેવી આવા અલૌકિક પ્રતિભાશાળી પુત્ર સહેલાઇથી પ્રસવ કરતી નથી. બહુ કષ્ટે, બહુ યત્ને, યુગાયુગાન્તર પછી, પોતાની ઉત્પાદિકા શક્તિનું એક છેલ્લું દૃષ્ટાન્ત સ્વરૂપ કાલિદાસ તથા શેકસપિયરને નરલોકમાં મોકલી દે છે.

કાલિદાસ અને શેકસપિયરમાં કોણ શ્રેષ્ઠ કવિ છે કોની કલ્પના વધારે તેજસ્વિની છે, તે પ્રશ્નની મીમાંસા કરવી એનો અહિં ઉદ્દેશ નથી. એઓ ભન્ને પોત પોતાની તરફ અતુલ છે—બન્ને એક બીજાના એક માત્ર દૃષ્ટાન્ત સ્થલ છે. આટલું તો ખરૂ છે કે સર્વોચ્ચ પંક્તિના ભાવિકોમાં દેશ કાલમાં જૂદા પડવા હોવા છતાં પણ એક પ્રકારની પારિવારિક સાદૃશ્ય ( Family likeness ) જોવામાં આવે છે. તેમ એઓમાં પણ ઘણીક રીતે જોવાગાં આવે છે. આર્ય કવિ કુલનો આદિ ગુરૂ વાલ્મીકિ અને યુરોપિય કાવ્યનો સૃષ્ટિકર્તા હોમર; કુટતર્કી ધર્મદ્રૂપી સોરિષ્ટ સંપ્રદાયના કૃતાન્ત સેક્રેટિસ અને સનાતન ધર્મરક્ષાર્થ બૌદ્ધોની વિરૂદ્ધ ધૃતાસ્ત્ર શંકરાચાર્ય, આર્યભટ અને ન્યુટન આનું સ્મરણ થયાથી આ વિષયમાં કંઇ સન્દેહ રહેતો નથી આવી રીતે કાલિદાસ અને શેકસપિયર જૂદા દેશના અને જૂદી સમાજમાં શીખેલા હોવા છતાં પણ પ્રકૃતિએ બન્નેને એકજ આંખે જોઇ છે; બેઉ એકજ મૂળ મંત્રમાં દીક્ષિત થઇને મંત્ર બળથી બહારની દુનિયા અને અન્તરની દુનિયાનું રહસ્ય પોતાની મેળે અવિનશ્વરરૂપ ચિત્રથી પ્રતિફલિત કરી ગયા છે, એઓના બન્નેના ચિત્રમાં ઠેક ઠેકાણે જેવું સરખાપણું જોવામાં આવે છે, તેવું બીજી જાતના બે માણસોના ચિત્રમાં ઘણું કરીને જોવામાં આવતું નથી.

મેઘદુત અને અભિજ્ઞાન શકુન્તલ વાંચવાની વેળાએ કાલિદાસ કેઇ વેળાએ, ક્યાં જન્મ્યો હતો, કેવી રીતે કેળવણી લીધી હતી; આવા નાના

પ્રકારના આશ્ચર્યકારક સવાલ ઉત્પન્ન થાય છે. પરન્તુ દુર્ભાગ્યથી તે કૌતુલ પૂર્ણ કરવાનો કંઇ ઉપાય નથી. એ વિષયમાં પણ તેને શેકસપિયરની સાથે તુલના કરી શકાય છે, શેકસપિયરને મરવાને હજી ચારસો વર્ષ પણ પૂરા થયા નથી, પરન્તુ તેના જીવનનો ઇતિહાસ પણ ઘોર અંધકારમાં ઢંકાયલો છે. વિદ્વાનોએ ઘણી શોધ કરીને જે કંઇ સંગ્રહ કર્યો છે, તે સર્વ અનુમાન અને લોકોમાં ચાલતી દંતકથા ઉપર આધાર રાખે છે. એટલુંજ નહિ પણ હાલના કેટલાક વિદ્વાનો તેનું અસ્તિત્વ પણ લોપ કરવાને તૈયાર થયા છે. તેઓ કહે છે કે શેકસપિયરના નામથી જે નાટકો પ્રચલિત છે, તે સર્વ ખરેખરા બેકનના રચેલા છે. વસ્તુતઃ શેકસપિયર નામનો કોઇ અસાધારણ કવિ નહોતો.

કાલિદાસના નશીબમાં આવું બન્યું નથી પણ તેની જીવનની કાહણી પણ દુર્ભેદ્ય અંધકારમાં ઢંકાયલી છે. ભારતનો ગૌરવ, આર્યકુલનો ઉજ્વલ શિરોમણિ; સરસ્વતિનો વરપુત્ર કાલિદાસ કિયા રત્નગર્ભાના ગર્ભમાં જન્મ્યો હતો, કેવી રીતે તેણે પોતાનું બાલ્યકાળ ગાળ્યું હતુ, કેવી રીતે તે વિશાળ વિશ્વ ગ્રન્થ વાંચવા પામ્યો હતો, તે જાણવાથી આપણને ઘણા લાભ થાત, પરન્તુ તે આશા ઘણી દૂર ગઇ છે. આજે હિમાલયથી કુમારિકા પર્યન્ત સઘળા ભારતસન્તાન, કાલિદાસના જન્મ દિવસે આનન્દથી મત્ત થઇને મોટા અવાજથી તેનું યશોગાન કરી શકતા નથી—વર્ષે વર્ષે પુણ્ય ક્ષેત્ર તેના જન્મસ્થાનમાં એકત્ર થઇને અજસ્ત્ર પ્રેમાશ્રુ વર્ષણ કરી શક્તા નથી, વિદેશી દર્શકોને શ્લાઘાની સાથે તેના સ્મરણ માટે કંઇપણ ચિહ્ન દેખાડી શકતા નથી એ કંઇ ઓછો ખેદનો વિષય નથી. દુઃખિની ભારતમાતા સર્વ વિષયમાં કમનસીબવાન છે, આટલા બધા અમૂલ્ય રત્નો પ્રસવ કર્યા છે, પરન્તુ ભવિષ્યમાં તેઓના દૃષ્ટાન્ત કાયમ રાખવાના કંઇ ઉપાય કર્યા નથી. સહૃદય કરનલ ટાડે ખરેખરૂં કહ્યું છે કે, "ભારતમાં ઘણાજ લિયોનિસ, ઘણીક થર્મોપલિ મારાથન છે, પરન્તુ એક પણ હિરોડોટસ તથા જેનફૂન નથી."

દંતકથા ઉપરથી જેટલું જાણવામાં આવ્યું છે તેના ઉપરથી બન્ને જણાઓએ બાલ્યકાળ એક રીતથી ગાળ્યું હતું. બન્નેના જીવનના પ્રથમાંકમાં પોતાના ભવિષ્યના મહત્વપણાની કંઇ ઓળખાણ આપી નહોતી; બેઉ એક સરખા ઉચ્છૃંખલ હતા, એક હરણના બચ્ચાને ચોરી લઇને સજાના ભયથી પોતાનું જન્મ સ્થાન છોડીને નાઠો, ત્યારપછી તેણે પોતાને ચિરસ્મરણીય કર્યો છે, બીજાએ પત્નીના કઠોર તિરસ્કારથી મર્મ પીડિત થઇને પોતાના ઉદ્યોગથી "સરસ્વતીના વરપુત્રની" ઉપાધિ મેળવી. એઓના રચેલા ગ્રન્થો વાંચવાથી પણ જીવનનું કંઇપણ તથ્ય મળતું નથી. શેક્સપિયરની અમૃતમયી કલમથી અસંખ્ય નરનારીઓ ઉત્પન્ન થયાં છે, પરન્તુ કિયાં પણ તેણે પોતાનું હૃદય પ્રતિબિંબિત કર્યું છે તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે, કાલિદાસના સંબંધમાં પણ તેવુંજ છે. આટલું તો સ્પષ્ટ જણાય છે કે, બન્ને એક સરખા સહૃદય, એક સરખા વિનયી અને એક સરખા નિરહંકારી હતા. બન્ને ખરેખરા મહત્વના પરિચાયક નમ્રતા ગુણથી મંડિત હતા. ભારતનો સર્વથી શ્રેષ્ઠ કવિ પોતાના ગ્રન્થારંભમાં લખે છે કે;—

**मन्यः कवियशः प्रार्थी गमिष्याम्युपहास्य तामूप्रां शुभम्ये**
**फलेलो भानुद्धाहुख वामनः ॥**

જેમ ઠીગણો માણસ લાંબા માણસને મળવા જેવા ફળની લાભની આશાથી હાથ ઉચ્ચા કરીને ઉપહાસાસ્પદ થાય છે, તેમ હું પણ કવિ કીર્ત્તિ લાભની આશાથી ઉપહાસાસ્પદ થઇશ.

ઇંગ્લંડનો "સહસ્ત્રચેતા" કવિ એક જગાએ કહે છે—In nature's infinite book of secrecy a little I can read. પ્રકૃતિના અસીમ રહસ્ય ગ્રન્થમાંથી હું ઘણુંજ થોડું વાંચી શકું છું.

બીજી જગાએ કહે છે કે—

What strength I have's mine own which is most faint.

હાલ મારી પોતાની જે કંઇ શકિત છે તે અતિ અલ્પ છે.

# પ્રતિભા અને કવિત્વ.

સૃષ્ટ જગતમાં બધું અદ્ભુત છે, બધું રહસ્ય છે. મહત્તમ આકાશથી લઇને ક્ષુદ્રતમ પરમાણુ, કઠણ પહાડનાં શિખરોથી લઇને કોમળ ચંબેલીના ફૂલો, બધા લીલામય છે. બધા અદ્ભુત છે, પેલો અતિ તુચ્છ રેતીનો દાણો—કરોડો વર્ષથી સાગરના તળીઆમાં પડેલો છે; પવન તથા ઝંઝાવાયુ તેને ઉડાડે છે, સમુદ્ર તરંગ બાહુ ઉપાડીને એને ત્રાસ આપે છે, પણ માણસ આજ સુધી તેનું ગુહ્ય તત્વ સમજતો નથી. એવી આજ સુધી દુર્જ્ઞેય, અદ્ભુત અને લીલામય છે. વળી મનુષ્ય ! સૃષ્ટિનો હીરો, આખરનો વિવર્તન, આખરનો ઉત્કર્ષ મનુષ્ય છે. તેનું રહસ્ય કોણ સમજે ? જે ક્ષુદ્ર હોવા છતાં પણ મહાન્ છે, સખ્ત હોવા છતાં પણ કોમળ છે, જડ હોવા છતાં પણ ચેતન છે, શાંત હોવા છતાં પણ અનંત છે, પશુ હોવા છતાં પેણ દેવતા છે. તેનો મર્મ કોણ જાણવા પામે ? તે અક્ષેય, અતિ અદ્ભુત અને બહુ લીલામય છે. એ બધું સામાન્ય માણસનું થયું, જેની તેની વાત થઇ. વળી જેઓ નરદેવ છે, મનુષ્યત્વના ઉપર છે, મનુષ્યનું શિખર છે, જેઓ પ્રજ્ઞાનની આંખ છે, કલ્પનાની ચક્ષુ છે, ભાવમય છે, ધીમાન છે, જેઓ મનીષી છે, કવિ છે, મહાકવિ છે, જેઓનો મર્મ કોણ સમજવા પામે ? પ્રજ્ઞા તેઓને ધારણા કરી શકતી નથી કલ્પના તેઓના સંબંધમાં વિચાર કરી શકતી નથી, યોગી તેઓને દૂરથી પ્રણામ કરે છે. તેઓ સર્વદા એક સરખા લીલામય, રહસ્યમય અને વિચિત્રમય હોય છે.

જે બે મહાપુરૂષનું નામ લઇને આ ગ્રંથનો આરંભ કર્યો છે, તેઓની પ્રતિભાનું પ્રથકરણ કરવું આ ગ્રંથનો વિષય છે, તેઓ આવી પ્રતિભાને કલ્પના ચક્ષુ ભાવમય ધીમાન્ મનીષી, કવિ મહાકવિ અર્થાત્ જેઓ અક્ષેય લીલામય રહસ્યમય અને વિચિત્રમય છે. તેઓની પ્રતિભાનું સ્વરૂપ સમજવું, અમારી આ સ્પર્દ્ધા નથી, તે છતાં મહાકવિની

જોડે ઘણો સુખશાંતિપ્રદ સંબંધ છે, કાવ્યનું અનુશીલન ઉત્કૃષ્ટ કાવ્યામોદકર છે અતિ છેટે છેટે પણ તેઓની પ્રતિભાનું અનુસરણ માટીની ધરતી છોડીને અમરાવતીની છાયા હૃદયમાં ધરવાનો શ્રેષ્ઠ ઉપાય છે. તેથી અકિંચન હોવા છતાં પણ અમારી આ તુલનાની અવતરણા છે.

વળી આ પ્રતિભા, એ કોઇ જાતીય પદાર્થ છે? બીજી ઉન્મત્તતાના પ્રમાણે એ પણ શું એક જાતનો દિવ્યોન્માદ છે. પટ વાયુના પ્રમાણે, એ પણ કારણભૂત શું એક જાતના વાયુનું અસ્તિત્વ છે? ગ્રીક મંદિરમાં ( Apallo ) દેવ–ઉપાસિકા જેમ સંજ્ઞા ગુમાવીને ઉન્માદિની થઇને અમરકંઠથી ત્રિકાળવ્યાપી સંગીત ગાતી હતી, પ્રતીભાનું ગાયન પણ શું તેના જેવુંજ છે? અથવા એ કાંઇ સ્વર્ગનો પ્રકાશ, પુણ્યવાન નરના હૃદયમાં પડીને તેને દેવનર કરી મૂકે છે, તે પ્રકાશથી સૃષ્ટિનું ઢાંકણુ નીકળી જાય છે, ત્રિકાળ અનંત મૂહૂર્તમાં ગાઢુ થાય છે, સ્વર્ગ મર્ત્તનો ફરક ચાલ્યો જાય છે, તેથીજ સત્ય તથા સુંદરનું સ્વરૂપ પ્રતિભાની આંખે પ્રતિભાત થાય છે. શેલિ, હીન, બાયરન, સ્વાફ્ટિ એઓનું જીવન જોઇને જણાય છે કે પ્રતિભા દિવ્યોન્માદ છે. વળી હોમર, ગેટે શકસપિયર, કાલિદાસ એઓના કાવ્ય વાંચીને જણાય છે કે પ્રતિભા ત્રિદિવનો પ્રકાશ છે. તે પ્રકાશ હો કે ઉન્માદ હો, કવિની પ્રતિભા કવિના જેવી અજ્ઞેય છે. લીલામય રહસ્યમય વૈચિત્ર્યમય છે. આમ છે તો પ્રતિભાનું સ્વરૂપ કેમ સમજાય, એની તુલના કોની જોડે થઇ શકે? અમારા મનમાં આવે છે કે જગતમાં પ્રતિભાની તુલના આપવાની વસ્તુ એકના શિવાય બીજી નથી–તે વસ્તુ પણ પ્રતિભા સૃષ્ટ છે. ગ્રીક પ્રતિભા–કલ્પિત દેવ જગતમાં પ્રોતુસ ( Proteus ) નામનો એક જળદેવનું વર્ણન જોવામાં આવે છે. એના સ્વરૂપની હદ નથી, એ બહુરૂપી છે. ઘણા એક રૂપનો છે, એક મુહૂર્તમાં જુઓ તો રૂપાંતર થયલો જણાય છે! એ જળબાળા, મોહિની સજીને ફીણુના વસ્ત્રથી શરીર ઢાંકીને, ગળામાં મોતીની માળા પહેરીને, કાનમાં પ્રવાળ ઝુલાવી ઇન્દ્રધનુ રંજિત

છીપ લઇને પાણીમાં ક્રીડા કરે છે; ફરી જુઓ એક મૂહૂર્ત પછી તેમાં ફેરફાર થ-
યોછે! ભીષણ નક્ર, કરાળ વદન વીકાસીને, નરરક્તથી ભીષણતર સજ્જિત
થઇને પ્રશાંત સાગર મથન કરીને મૃત્યુ–લીલાનો અભિનય કરે છે. તે
બહુરૂપી છે, કોણ તેનું સ્વરૂપ જાણે? કવિની પ્રતિભા પણ તેના જેવી
બહુરૂપી છે. એ ડિસદિમોનાનાં હૃદયમાં પ્રવેશ થઇને કોમળતાના પર-
માણુમાં બનીને વિવાહવાસરમાં કુસુમશયનથી કુસુમમયી પતિની ક-
ઠોર શાસનમાં પ્રાણઘાત કરે છે; વળી લિયર સજ્જિત થઇને કઠોરતાની
ઉચ્ચી સીમામાં ઉઠીને વજ્રાગ્નિ દગ્ધ ધારા તાડિત થઇને ઝંઝાવાયુથી
વિજન વનમાં, પાપણમય આગ્નેય હૃદયના શાપાનલ ઉદ્ગીરણ કરે છે.
પાછા વળીને જુઓ, ફલસ્ટયાફ, ગાટીની સાથે ભળીને અતિભોજનથી
માંસપિંડ સજ્જિત થઇને અતિપાને વૃકોદર પૂરિત કરીને દુર્ગંધવાળા મુસા-
ફરખાનામાં કુત્સિત લીલા કરે છે. એ બધી પ્રતિભાની ઉત્પત્તિ
છે, પ્રતિભા બહુરૂપી છે, કોણ તેનો છેડો લાવે? વળી જુઓ, વિજન
વન, જનહીન લતા ગૃહ, ત્યાં ઝાડ નિષ્પન્દ છે, ભ્રમર નિશ્ચલ છે, પક્ષી
નરવ છે, મૃગ ગતિહીન છે. તે સ્તંભિત વિજન વનમાં પ્રતિભા યોગી-
શ્વર મહાદેવ સજ્જિત થઇને મહાધ્યાનમાં નિમગ્ન છે. જાણે વૃક્ષ શોભા
રહિત જળધર છે, જાણે તરંગહીન સમુદ્ર છે, જાણે નિવાત નિષ્કંપ પ્ર-
દીપ છે. વળી જુઓ, રામગિરિનું જનશૂન્ય મેદાન, અશોકના નવઘન-
થી અંધકારિત છે, પ્રતિભા, દેશનિકાલ વિરહવિધૂના યક્ષ સજ્જિત થ-
ઇને અતિ ક્ષીણ સંતપ્ત દેહથી ઉત્કંઠાવ્યાકુળ પ્રાણથી અશ્રુસિક્ત થઇને
પ્રણયિનીના ઉદ્દેશથી અશ્રુપાત કરે છે, કોઈ વખતે શિલાતલે ધાતુરાગે
કલ્પનાની પીંછીથી તેની મોહિની મૂર્ત્તિ ઢાંકીને, માનિનીના ચરણને
અડકીને માન તોડે છે, કોઇ વખતે ઘણા કષ્ટથી પ્રિયતમાનું સ્વપ્નું જો-
ઇને, આકાશમાં હાથ ફેલાવીને તેને ગાઢ આલિંગન કરવા જાય છે. વળી
જુઓ, માલિનીતીરે શાંત રસાસ્પદ તે કણ્વાશ્રમ, પ્રતિભા વળી વન બાળા
શકુન્તલા સજ્જિત થઇને દિવ્યાભરણથી અંગ પ્રસાધન કરીને, શોકાતુર,

હર્ષાન્વિત, પતિના ઘર તરફ ચાલે છે. સ્નેહાસારે વર્દ્ધિત તરુલતા શાખા બાહુ ફેલાવીને તેને આલિંગન કરે છે, વનવાસસુહૃત્ પક્ષીઓ તેને કોકિલ કુહરવથી સંબર્દ્ધના કરે છે, મયૂરી દર્ભકબળ ભૂલીને અનિમેષ જુએ છે, સયત્નથી રક્ષિત મૃગનો બચ્ચાં કપડાનો છેડો પકડીને રોકે છે. તેથીજ કહેતા હતા કે, પ્રતિભા બહુરૂપી છે, તેની સીમા કોણ કરવા પામે ? અમે પહેલાં પ્રતિભાની સાથે ગ્રીક જળદેવ પ્રોતુસની તુલના કરી હતી, પણ સમજીને જોયાથી એ તુલના ઘણી સારી નથી. કહેવાય છે કે પ્રોતુસ સાગરના કિનારાપરના એક ગિરિ ગહ્વરમાં રહેતી હતી. તે વરુણદેવની ગોવાળણ હતી તેથી ઘણાક જળમેષનો ભાર તેના હાથમાં સોપ્યો હતો. દરરોજ બપોરે તે પશુના ટોળાની સંખ્યા ગણીને તે (કદાચ થકાવટથી) સૂતી. જો તે વખતે કોઇ હિંમતથી આવીને ઉંઘતી, પ્રોતુસને બાંધી શકતા, તો તેનું બહુરૂપિપણું જતું રહેતું હતું, તે પકડાઇને પારકાના હાથમાં સપડાઇને પોતાનું સ્વરૂપ પ્રકટ કરવામાં બાધ્ય થતી હતી. આવી રીતે કવિ પ્રતિભાનો બાંધવાનો શું કંઇ સદુપાય નથી? કોઈ અતર્કિત અચેનના મુહૂર્તમાં આવી રીતે ધીરેધીરે પગલાં ઉપાડીને એકાંત અજાણતા ચાંચલ્યમયી બહુરૂપિણી પ્રતિભા મોહિનીને બંદી કરવાનો શું ઉપાય નથી ? હાય એ દુરાશા છે! નેત્રમાં એવો મોહનમંત્ર નથી, જેથી એ પ્રતિભાનું ચાંચલ્ય રોકી શકાય, જગતમાં એવી સંમોહની ગીતિ નથી, જેથી એને મુહૂર્તને માટે પણ નિદ્રાવિભોર કરી શકાય. આમ છે તો તેને કેમ બાંધી શકાય, ત્યારે એનું સ્વરૂપ પ્રકટ કરીને બહુરૂપિપણું શી રીતે દૂર થાય ? પ્રતિભા બહુરૂપિણી છે, પ્રતિભાનો અંત કાઢી શકતો નથી.

આ પ્રતિભાનું ફળ કાવ્ય છે, અશરીરી પ્રતિભાનું ફળ શરીરી કાવ્ય છે, પ્રતિભા બહુરૂપિણી છે તેથી તેનું ફળ કાવ્ય પણ બહુરૂપી છે.

તેથી કાવ્યની સમાલોચના નાના પ્રકારથી થઇ શકે છે; ભાવ, ભાષા,, ઉપમાકૌશલ્ય, ચરિત્રસૃષ્ટિ. શબ્દવિન્યાસ, છંદનો ઝંકાર આ બધા

એક એક કરીને આલોચિત થઇ શકે છે. "કાલિદાસની ઉપમા, ભારવીના અર્થ ગૌરવ" આ એક પ્રકારની સમાલોચના છે. અમે ધારીએ છીએ કે વિવેચન કર્ત્તાઓ વખતો વખત એક નાની ભૂલ કરે છે, તેઓ ધારે છે કે ભાવ, ભાષા, ઉપમાકૌશલ, ચરિત્ર સૃષ્ટિ. શબ્દની રચના છંદનો ઝંકાર એઓનું પૃથક અસ્તિત્વ કલ્પે છે, એટલા માટે એઓ વાસ્તવિક પૃથક છે. એઓ એક મૂળની શાખા પ્રશાખા, એક દરેક અંગ પ્રત્યંગ એઓ એક અદ્વિતીય કારણ સંભૂત છે આ વાત તેઓ વખતો વખત ભૂલી જાય છે. ઘણા વર્ષો ઉપર શ્વેતકેતુના ઋષિ પિતાએ સરળ બાળકને શીખવ્યું હતું કે આ મહાન મહીમરૂ કાંડથી શાખા પ્રશાખા, પાંદડાં, ફળ, મૂળ બધાં વીટલાઇને અતિ નાના બીજમા છુપાયલા હતા. અજ્ઞાન બાળકે બીજ તોડીને જોયું તો શૂન્ય દીઠું, તેમાં કંઇ નહોતું; તેમાં નિરાકારા ઉત્પાદિની મહાશકિત જે સાકાર મહતીમ મહીમરૂની જનની છે–છુપી રીતે છે, તે તે સમજી શક્યો નહિ. આપણે પણ વખતો વખતે ભૂલી જઇએ છીએ કે મહાકવિની પ્રતિભાની અંદર નિરાકાર ઉત્પાદિની મહાશકિત છે–જે સાકાર ભાષા, ભાવ, ઉપમાકૌશલ, ચરિત સૃષ્ટિ, શબ્દ વિન્યાસ, છંદનો ઝંકાર વગેરેની મા–છુપાયલી છે. દરેક બીજમાં શકિતનું સ્વરૂપ જૂદુ છે તેથી વૃક્ષ જગતમાં આટલી વૈચિત્રતા છે. દરેક પ્રતિભામાં શકિતનું સ્વરૂપ જૂદુ છે, તેથી કાવ્યજગતમાં આટલી વૈચિત્રતા છે. આ શકિત પ્રતિભાનું મૂળ તત્વ છે, એ લઇને કવિનું જૂદાપણું છે; તેથી કાલિદાસ શેકસપિયર નથી. એક અંગ્રેજ સમાલોચકે આવી રીતે કેટલુંક કહ્યું છે. તે કહેવું અમને કંઇ જરૂરનું છે તેથી અહિં ઉતારીએ છીએઃ–

"When the student of literature has obtained a faithful impression of the object he + + darts forward to discover the law governing the phenomena which he has observed. They are not isolated phenomena; they belong to an organic whole; they are determined by the law of its life. What then is that

law ? Sometimes the unity of a work of literature or art is found in a single dominant conception; sometimes in a dominant passion; sometimes in a single larstoned mood of mind + + + In each case we form a hypothesis as to the motive of the composition and endeavour to colligate the facts under that hypothesis. Should our hypothesis fail to colligate the facts we reject it and to try another and yet another–Dourden. The Intertrepation of literature."

સમાલોચક પહેલા ધીરભાવથી સમાલોચ્ય કાવ્યના બધા લક્ષણ પરીક્ષા કરે છે. ઘટનાના ઉપર વિચાર કરે છે; ત્યાર પછી મૂળ તત્વમાં આવવાને આગળ વધે છે. કારણ ઘટના એક મેકની સાથે સંબંધ ધરાવે છે. સજીવ, એકતા વાળી છે, તેઓ એક મૂળ કારણનું જરૂર થનારૂં ફળ છે. આ મૂખતત્વ શું છે જેમાં એકતા આવે છે ! એ ક્યાં પણ હૃદય વ્યાપી ભાવ, ક્યાં ઉત્કટ વાસના, ક્યાં અકઠોર ઔદાસ્ય ઇત્યાદિ છે. બધી જગાએ સમાલોચક એક કલ્પના સિદ્ધાંત ( hypotnesis ) આ મૂળ તત્વ રૂપે ઉભું કરે છે, જો આ કલ્પના સહિત બધા બનાવનું બધા લક્ષણનો સમાવેશ થાય, એજ સ્થિર સિદ્ધાંત, એજ યથાર્થ મૂળતત્વ છે. બીજી બધી કલ્પના માત્ર હોય છે.

કાલિદાસ અને શેક્સપિયરની મહા પ્રતિભાનું પણ મૂળતત્વ છે. કારણ તેઓની પ્રતિભાથી તૈયાર થયલા કાવ્યની પણ ઘટના એક મેક વચ્ચે સંબંધ ધરાવે છે, સજીવ, એકતાવાળી અર્થાત્ એક મૂળ કારણનું અવશ્યભાવી ફળ છે. આ મૂળતત્વ શું છે ? એ કોઈ તત્વમાં ઉપનીત થવાની પહેલા બે પ્રણાલીનું અનુસરણ કરવું જોઇએ. ( ક ) અધિરોહણ પ્રણાલી ( Induction ), ( ખ ) અવરોહણ પ્રણાલી (Dedurtion ). પહેલી પ્રણાલીના અવલંબનથી ઘટનાપરંપરાની અંદર એક સામંજસ્ય પકડવું જોઇએ, પછી સૌસાદૃશ્યો એક બાજુએ કરીને વિશેષત્વો બીજી બાજુએ રાખવા જોઇએ; ત્યારપછી આ બધામાંથી એક

સિદ્ધાંતમાં આણવામાં આવે છે એજ અધિરોહણ પ્રણાલી છે. વિજ્ઞાનમાં આ પ્રણાલીના પુષ્કળ પ્રયોગ દીઠામાં આવે છે. અવરોહણ પ્રણાલી એનાથી તદ્દન ઉલટી છે. એમાં અનુમાન તથા યુક્તિની મદદથી એક કલ્પનાનો સિદ્ધાન્ત ઉભો કરવામાં આવે છે, જો એની સાથે બધા બનાવનો સમાવેશ તથા અવિરોધ દીઠામાં આવે તો એ કલ્પના સિદ્ધાંત સ્થિર સિદ્ધાંત તરીકે સિદ્ધ થાય છે. દર્શનશાસ્ત્રમાં આ પ્રણાલી વિશેષ આદરને પાત્ર છે. ઉપર જે અંગ્રેજ સમાલોચકનું કહેવું આપવામાં આવ્યું છે. તેણે પણ આ પ્રણાલીનુંજ વર્ણન કર્યું છે.-અર્થાત્ તેના મતમાં કવિ પ્રતિભાનું મૂળતત્વ શોધવામાં આ અવરોહણ પ્રણાલીનું અનુસરણ કરવું પડે છે.

અમે અનુમાન કરીએ છીએ કે કાલિદાસ સૌન્દર્યનો કવિ છે; તેની પ્રતિભાનું મૂળતત્વ અમાનુષી સૌન્દર્ય દૃષ્ટિ છે, અને શેક્સપિયર મનુષ્યતાનો કવિ છે. તેની પ્રતિભાનું મૂળતત્વ અમાનુષી કલ્પિના શક્તિ છે.

---

## કાલિદાસ સૌન્દર્યનો કવી છે.

"કાલિદાસ સૌન્દર્યનો કવિ છે. તેની પ્રતિભાનું મૂળ તત્વ અમાનુષી સૌન્દર્ય દૃષ્ટિ છે"—આનો અર્થ અમે જાણ્યો છે, પણ તે પ્રમાણ પદ્ધતિ પહેલાં નક્કી થઈ છે. એ પદ્ધતિ કલ્પના સિદ્ધાંત (Hypothesis) માત્ર છે. પણ આ કલ્પના સિદ્ધાન્તની સાથે બધા બનાવનો સમાવેશ થાય, બધા વિષયનો અવિવાદ થાય, તો એજ સ્થિર સિદ્ધાન્ત છે; તેના શિવાય બીજી કલ્પના માત્ર છે. જો આપણે જોઇએ કે કાલિદાસના સાક્ષાતમાં બધું સૌન્દર્ય જગત્ અવભાત થાય છે; બહિર્જગત, અન્તર્જગત બૌદ્ધજગત્ અને અધ્યાત્મજગત્ પોતપોતાના ઢાંકણવાળા વસ્ત્રો નાંખી દેઇને પોતાનું નગ્ન સૌન્દર્ય-સ્વરૂપ પ્રકટ કરીને શોભિત થાય છે; જો આપણે જોઇએ કે સુન્દર સેંકડો મૂર્તિ ધારણ કરીને તેના કાવ્યમાં પ્રકાશ કરી રહે, જે અસુન્દર, અમધુર, અસુકુમાર તેના કાવ્યમાં પ્રવેશ કરી શકતું નથી; તો અમે ખચીત માનીશું કે આ કલ્પના સિદ્ધાંતજ સ્થિર

સિદ્ધાંત છે, તે કલ્પના માત્ર નથી, તો અમે માનીશું કે " કાલિદાસ સૌન્દર્યનો કવિ છે, તેની પ્રતિભાનું મૂળતત્વ અમાનુપી સૌન્દર્ય દૃષ્ટિ છે"

જે જાણી શકતા નથી તે આપણી આગળ રહેવું ન રહેવું એક સરખુ છે; તેનું અસ્તિત્વ નહિ કહ્યાથી ચાલે એમ છે. બહિર અન્તર સત્ય અને ધર્મ આ ભેદથી જ્ઞાનેન્દ્રિય પણ ચાર છે. તેથી જ્ઞેય જગત્ પણ ચાર ભેદથી વિભિન્ન છે જેમકે બહિર્જગત્, અંતર્જગત્, બૌદ્ધ જગત્ અને અધ્યાત્મજગત્ આ ચાર જગતના જે જે પદાર્થ રૂપેન્દ્રિય છે તેજ સૌન્દર્ય જગતના અંદર સમાવેશ થાય છે. હવે જગતના વિશે એક એકનો વિચાર કરવામાં આવે છે.

પહેલું બહિર્જગત્ અર્થાત્ જે જગત્ આંખ વગેરે બહિરિન્દ્રિય ગ્રાહ્ય છે. આ જગત્ વળી જડ તથા ચેતન ભેદથી બે જાતના છે. જડ જગત્ બે ભાગથી વિભિન્ન છે—પ્રાકૃતિક અને કૃત્રિમ; જે જડજગતમાં મનુષ્યની ક્રિયા શક્તિ પ્રયુક્ત થતી નથી, તેજ પ્રાકૃતિક જગત્ (Nature) જેમકે નગ નદી વગેરે વળી, જે જડ જગત મનુષ્યની ક્રિયાના આધીનછે તેજ કૃત્રિમ જગત છે, જેમકે રાજમહેલ મંદિર વગેરે.ચેતન જગતના એક બાજુએ નરનારી બીજી બાજુએ પશુ પક્ષી કીટ છે. જડ જગત્ અને જીવ જગત્ બેઉ એક સૃષ્ટાની સૃષ્ટિાનું કાર્ય છે, તેથી ગણતરોથી વિભિન્ન હોવા છતાં પણ અનુભવથી મિશ્રિત થાય છે એ વાસ્તે આપણે જોઇએ છીએ કે પ્રાકૃતિ જગતની સાથે જીવ જગતના પશુ પક્ષી વગેરે ઇતર પ્રાણી અભિયુક્ત થયાં છે; અને કૃત્રિમ જગત્‌ની સાથે જીવ જગતના નરનારી જોડાયલા છે. કાલિદાસના કાવ્યમાં પણ આપણે એજ જોઇશું.

પ્રાકૃતિક જગત્ અનન્ત વિસ્તારેલું છે, જળમાં સ્થળમાં અંતરીક્ષમાં આ વિસ્તૃતિની સીમા નથી. કાલિદાસના કાવ્યમાં આ અનંત વિસ્તાર પ્રકૃતિનો અનંત વિસ્તારની છાયા રહેલી છે. તેના કાવ્ય પ્રાકૃતિક સૌન્દર્યનો અનંત ભાંડાર છે; કાંઇ પદાર્થનું ઓછાપણું નથી, જેની શોધ કરવામાં આવશે તે સૌન્દર્ય મળશે. પ્રભાત, મધ્યાહ્ન, સંધ્યા, શર્વરી, તપનારૂણ, કૌમુદી—

વિભાત, તારકા-ખચિત આકાશમંડળ, ઇન્દ્રધનુ રંજિત વિજળીનો ઝબકારો, મૃદુ પવન ચાલતો, મધુરનાદી સુદુર મેઘમાળા, વળી ખીલી રહેલા વૃક્ષ પુષ્પિત વેલ, નવા કંપાકુર, ઉજવળ ઔષધિ, ફૂલ, મધુફળ ભ્રમરસ્પૃષ્ઠ મુકુલ, સ્ફુટોન્મુખ કિશલય, છાયામય કુંજવનં, સુખમય ઉપવનો નિવિડ અરણ્ય, અટલ ભૂધર, ઉતાલ સાગર, ઉલ્લસિત તટિની, લહેરવાળે સરોવર, ફીણવાળા ઝરા, કણવાહી સમીરણ, શીતલ શિશિર, હિમતુષાર, પુષ્પનો વાસ, જ્યોત્સ્નાનું હસવું, મળયનો વાયુ, તરંગનો હિલ્લોલ, મધુમય પરાગ, નીરદનું નવવારિ, બીજું કેટલું લખીએ, જે શોધીશું તે મળશે. એક બે ઉદાહરણ આપીએ છીએ, કુમારસંભવના પહેલા સર્ગમાં કવિએ હિમાલયનું વર્ણન કર્યું છે તે વર્ણન આવું છે;

"ભારતના ઉત્તરમાં હિમાલય નામનો ગિરિવર પૃથ્વીના જેવો અવસ્થિત છે. એની લંબાઇ પૂર્વથી પશ્ચિમ સાગર પર્યન્ત છે. મૂલ્યવાન મણિ તથા મહૌષધિથી મંડિત થઇને ગિરિ બધા પર્વતથી શ્રેષ્ઠતમ થયો છે. હિમાલય હિમનો આલય છે. પણ અનત રત્નની તુલનામાં એક હિમદોષ જોવામાં આવતો નથી. ગિરિઉચ્ચ શિખરથી નીરદે સંક્રામિત છે, અપ્સરાના પ્રધાનભૂત સંધ્યારૂણ ધાતુરાગ ધારણ કરે છે. એના સાનુદેશમાં ફરતો મેઘનો મેખલા છે; શૃંગમાં છાયાહીન સૂર્યાતપ છે. સિદ્ધા ધારાક્લિષ્ટ થઇને આ શૃંગમાં આશ્રય લેછે. અહિં કરિશોણિતસિક્ત કેશરીનો રકતપદ તુષાર જળમાં ધૌત થાય છે, કેવળ કુંભ ભ્રષ્ટ મુક્તાફળ નખચ્યુત થઇને ગમન માર્ગની સૂચના કરે છે. અહિં ભૂર્જવલ્કલ ધાતુરાગથી લંબિત થઇને વિદ્યાધરાંગનાના મદન લેખનું સમાધાન કરે છે. અહિં કીચક વાયુપૂરિત થઇને ઉચ્ચતાનથી કિન્નર ગાયકને મદદ કરે છે. અહિં સમીરણ કરિ કપોલ કર્ષિત સરળ તરૂના રસથી સુરભિત થઇને પ્રવાહિત થાય છે. અહિં કિરાતદંપતી પ્રદીપવિનાના ગિરિ ગુહામાં ઔષધિ પ્રભાથી ઉદ્દ્ભાસિત થાય છે. અહિં કિન્નરી ઘન તુષારમાં ક્લિષ્ટપદ થયા છતાં પણ ગુરૂ-નિતંબ-પયોધર ભારથી મંદગતિથી જાય

સિદ્ધાંત છે, તે કલ્પના માત્ર નથી, તો અમે માનીશું કે " કાલિદાસ સૌન્દર્યનો કવિ છે, તેની પ્રતિભાનું મૂળતત્વ અમાનુપી સૌન્દર્ય દષ્ટિ છે"

જે જાણી શકતા નથી તે આપણી આગળ રહેવું ન રહેવું એક સરખુ છે; તેનું અસ્તિત્વ નહિ કહ્યાથી ચાલે એમ છે. બહિર અન્તર સત્ય અને ધર્મ આ ભેદથી જ્ઞાનેન્દ્રિય પણ ચાર છે. તેથી જ્ઞેય જગત પણ ચાર ભેદથી વિભિન્ન છે જેમકે બહિર્જગત્, અંતર્જગત્, બૌદ્ધ જગત્ અને અધ્યાત્મજગત્ આ ચાર જગતના જે જે પદાર્થ રૂપેન્દ્રિય છે તેજ સૌન્દર્ય જગતના અંદર સમાવેશ થાય છે. હવે જગતના વિશે એક એકનો વિચાર કરવામાં આવે છે.

પહેલું બહિર્જગત્ અર્થાત્ જે જગત્ આંખ વગેરે બહિરિન્દ્રિય ગ્રાહ્ય છે. આ જગત્ વળી જડ તથા ચેતન ભેદથી બે જાતના છે. જડ જગત બે ભાગથી વિભિન્ન છે–પ્રાકૃતિક અને કૃત્રિમ; જે જડજગતમાં મનુષ્યની ક્રિયા શક્તિ પ્રયુક્ત થતી નથી, તેજ પ્રાકૃતિક જગત્ (Nature) જેમકે નગ નદી વગેરે વળી, જે જડ જગત મનુષ્યની ક્રિયાના આધીનછે તેજ કૃત્રિમ જગત છે, જેમકે રાજમહેલ મંદિર વગેરે.ચેતન જગતના એક બાજુએ નરનારી બીજી બાજુએ પશુ પક્ષી કીટ છે. જડ જગત્ અને જીવ જગત્ બેઉ એક સૃષ્ટાની સૃષ્ટિનું કાર્ય છે, તેથી ગણતરોથી વિભિન્ન હોવા છતાં પણ અનુભવથી મિશ્રિત થાય છે એ વાસ્તે આપણે જોઇએ છીએ કે પ્રાકૃતિ જગતની સાથે જીવ જગતના પશુ પક્ષી વગેરે ઇતર પ્રાણી અભિયુક્ત થયાં છે; અને કૃત્રિમ જગત્ની સાથે જીવ જગતના નરનારી જોડાયલા છે. કાલિદાસના કાવ્યમાં પણ આપણે એજ જોઇશું.

પ્રાકૃતિક જગત્ અનન્ત વિસ્તારેલું છે, જળમાં સ્થળમાં અંતરીક્ષમાં આ વિસ્તૃતિની સીમા નથી. કાલિદાસના કાવ્યમાં આ અનંત વિસ્તાર પ્રકૃતિનો અનંત વિસ્તારની છાયા રહેલી છે. તેના કાવ્ય પ્રાકૃતિક સૌન્દર્યનો અનંત ભાંડાર છે; કાંઇ પદાર્થનું ઓછાપણું નથી, જેની શોધ કરવામાં આવશે તે સૌન્દર્ય મળશે. પ્રભાત, મધ્યાહ્ન, સંધ્યા, શર્વરી, તપનારૂણ, કૌમુદી—

વિભાત, તારકા-ખચિત આકાશમંડળ, ઇન્દ્રધનુ રંજિત વિજળીના ઝબ-કારા, મૃદુ પવન ચાલતા, મધુરનાદી સુદુર મેઘમાળા, વળી ખીલી રહેલા વૃક્ષ પુષ્પિત વેલ, નવા કંપાકુર, ઉજવળ ઔષધિ, ફૂલ, મધુફળ ભ્રમરસ્પૃષ્ઠ મુકુલ, સ્ફુટોન્મુખ કિશલય, છાયામય કુંજવનં, સુખમય ઉપવનો નિવિડ અરણ્ય, અટલ ભૂધર, ઉતાલ સાગર, ઉલસિત તટિની, લહેરવાળે સરોવર, ફીણવાળા ઝરા, કણવાહી સમીરણ, શીતલ શિશિર, હિમતુષાર, પુષ્પનો વાસ, જ્યોત્સ્નાનું હસવું, મળયનો વાયુ, તરંગનો હિલ્લોલ, મધુમય પ-રાગ, નીરદનું નવવારિ, બીજું કેટલું લખીએ, જે શોધીશું તે મળશે. એક બે ઉદાહરણ આપીએ છીએ, કુમારસંભવના પહેલા સર્ગમાં કવિ-એ હિમાલયનું વર્ણન કર્યું છે તે વર્ણન આવું છે;

“ભારતના ઉત્તરમાં હિમાલય નામનો ગિરિવર પૃથ્વીના જેવો અવ-સ્થિત છે. એની લંબાઇ પૂર્વથી પશ્ચિમ સાગર પર્યન્ત છે. મૂલ્યવાન મણિ તથા મહૌષધિથી મંડિત થઇને ગિરિ બધા પર્વતથી શ્રેષ્ઠતમ થ-યો છે. હિમાલય હિમનો આલય છે. પણ અનત રત્નની તુલનામાં એક હિમદોષ જોવામાં આવતો નથી. ગિરિઉચ્ચ શિખરથી નીરદે સંક્રામિત છે, અપ્સરાના પ્રધાનભૂત સંધ્યારૂણ ધાતુરાગ ધારણ કરે છે. એના સા-નુદેશમાં ફરતો મેઘનો મેખલા છે; શૃંગમાં છાયાહીન સૂર્યાતપ છે. સિદ્ધ ધારાક્લિષ્ટ થઇને આ શૃંગમાં આશ્રય લેછે. અહિં કરિશોણિતસિક્ત કેશરીનો રક્તપદ તુષાર જળમાં ધૌત થાય છે, કેવળ કુંભ ભ્રષ્ટ મુક્તા-ફળ નખચ્યુત થઇને ગમન માર્ગની સૂચના કરે છે. અહિં ભૂર્જવલ્કલ ધાતુરાગથી લંબિત થઇને વિદ્યારાંગનાના મદન લેખનું સમાધાન કરે છે. અહિં કીચક વાયુપૂરિત થઇને ઉચ્ચતાનથી કિન્નર ગાયકને મદદ કરે છે. અહિં સમીરણ કરિ કપોલ કર્ષિત સરળ તરૂના રસથી સુરભિત થઇને પ્રવાહિત થાય છે. અહિં કિરાતદંપતી પ્રદીપવિનાના ગિરિ ગુહા-માં ઔષધિ પ્રભાથી ઉદ્ભાસિત થાય છે. અહિં કિન્નરી ઘન તુષારમાં ક્લિષ્ટપદ થયા છતાં પણ ગુરૂ-નિતંબ-પયોધર ભારથી મંદગતિથી જાય

છે. અહિંયાં ઘનાંધકાર જાણે દિવાકરભયથી છુપાઇ રહે છે. અહિં ચમરી કૌમુદી ધવલ પુચ્છ આન્દોલીત કરીને જાણે ગિરિ રાજાને ચામર વ્યજન કરે છે. અહિં મેઘ ગુહા અવરોધ કરીને વિવસ્ત્ર કિંનરીની લજ્જા નિવારણ કરે છે. અહિંયાં શીતળવાયુ ગંગાશીકર વાહીન દેવદારૂ કંપાયમાન કરીને મયૂરપુચ્છ હલાવીને મૃગયાશ્રાન્ત શિકારીને શાંતિ આપે છે. અહિંશિખરસરોજળમાં નલિની સૂર્યના ઉન્મુખ કિરણથી પ્રસ્ફુટ થાય છે, સપ્તર્ષિ મડળ આ પુષ્પ વીણે છે.”

માઘ, ભારવિ, ભવભૂતિ, બાયરન, ( Manfed ) સેલિ ( Alastor Prometheus વર્ડસવર્થ, બધાએ પર્વતનું વર્ણન કર્યું છે. પણ રૈવતક, ઇન્દ્રનીલ, પ્રસ્ત્રવણ આલ્પસ ( Alps ) કકેસસ, રિકડડ, કોઇ સૌન્દર્યમાં કાલિદાસના હિમાળયના બરાબર નથી. તુલના કરો—

સેલિનું કકેસસ વર્ણન આવું છે.

The ethereal cliffs
of Caucacus, whose icy summits shone.
Among the stars like sunlight, and around
Whose caverned base, the whirlpools and the warve
Bursting and eddying irresistably
Rage and resound for ever. + + +
A howl.
Of cataracts from their thaw-cloven ravines.
Satirates the listening mind; continuous vast.
A ful as silence wark! The rushing snow.
The sun-awaken'd avalance.

વર્ડસવર્થનું પર્વતનું વર્ણન આવું છે:—

I fixed my view
Upon the summit of craggy ridge.

The Horizon's utmost boundary, far above
There was nothing but the stars and the grey sky.

\+ + + + +

When from behind that craggy steep, till then
The horizon's bound, a huge peak, black and huge
As if with voluntary power instinct
Upreared its head.

બીજી જગાએ.

The rock like something starting from a sleep
Took up the lady's voice and laughed again.
That ancient woman seated on Hememerag
Was ready with her caven Hanman-scar.
And the tall steep of Silver-how, sent forth
A noise of laughter, southern laughing heard
And Fairfied answered with a mountain tone.
Helvellyn far into the clear blue sky
Carried the lady's voice-old Skiddaw blen
His speaking trumpet: back out of the clouds
Of Glaramara, southward came the voice
And Kirkstone tossed it from his misty head.

લંબાણ થવાના ભયથી બીજું વર્ણન ઉતારવામાં આવ્યું નથી. આ બધા વર્ણનની તુલના કર્યાથી અમે જોઇ શકીએછીએ કે, કોઇએ પહાડનું ભીષણપણું. કોઇએ ગંભીરપણું દેખાડ્યું છે, પણ કોઇ પર્વત કાલિદાસના હિમાચલના જેવો સુંદર નથી. . રઘુના સમુદ્ર વર્ણનના સંબંધમાં પણ આ વાત બરાબર લાગુ પડે છે. કોઇએ (બાઇરને) પ્રાકૃતિક જગતની ભીમ પ્રચંડતાથી પોતાના ઉદ્વેગ હૃદયની પ્રતિકૃતિ જોઇ હતી, કોઇ કવિએ

(વર્ડ્સવર્થે) પ્રાકૃતિક જગતમાં એક વિશ્વમયી મહાશક્તિનું ચિન્મય વિકાશ જોયું હતું, કોઇ કવિએ (ભવભૂતિએ) પ્રાકૃતિક જગતમાં પ્રશાંત ગંભીરતાની મહામૂર્તિ જોઇ હતી; પરંતુ કોઇએ પણ કાલિદાસના પ્રમાણે પ્રકૃતિમાં સુષમાની શોભાની મધુરતાની સુંદરતાની આવાસભૂમિ જોઇ નથી.

વળી એક દૃષ્ટાંત જુઓ, હિમાલયના ગિરિવનમાં વસંત સમાગમ થયો, "ફૂલધનુ હાથમાં રતિપતિએ રતિની સાથે કાનનમાં પ્રવેશ કર્યો. તરત મલય પવન દિકબાળાના શ્વાસો શ્વાસના જેવો વહેવા માંડયો. અશોક અકાળે પલ્લવિત થઇને કુસુમિત થયા. ચૂત મુકુલિત થઇને ભ્રમર સંસ્પર્શથી ફૂલશરના જેવા શોભવા લાગ્યા. કર્ણિકા ખીલીને વર્ણ શોભાથી શોભાયમાન થયા; હાય તે નિર્ગંધ! પલાશ બાલેન્દુવક્ર અડધા ખીલેલા લાલ ફૂલ ધારણ કર્યા; જાણે વસંત લક્ષ્મીએ ભ્રમરના અંજન તિલક પહેરીને, અરુણ પ્રવાલ રાગથી હોઠ રંજિત કર્યા, પિયાલતરૂ પુષ્પિત થઇને મંજરી પરાગથી મૃગની દૃષ્ટિ રોકી, વનસ્થલ અનિલચાલિત પત્રના મર્મર રવથી મુખરિત થયું, કોકિલ ચૂત–મુકુલ આસ્વાયત્ત કરીને માનિનીના માન તોડાવીને મધુર કુહરવ કરી ઉઠી. કિન્નરીના વિપાંડુના આનનના પત્ર રચનાથી સ્વેદ જળ શોભાયમાન થવા માંડયું. વસંતસમાગમથી પ્રાણીજગત્માં પ્રેમરસ ઉછલી પડયો. અનુરાગથી મધુકરે મધુકરીની જોડે એક ફૂલમાં મધુપાન કર્યું. મૃગ શીંગડા લતી આવેશથી મીંચેલી આંખવાળી મૃગીના શરીરને ખજવાળવા લાગ્યો. હાથણ પદ્મરાગસુરભિ પાણી હાથીના મુખમાં નાખવા લાગી. ચક્રવાકે અડધા ખાધેલા મૃગાલને માટે ચક્રવાકીની આરાધના કરી. કિન્નરે પુષ્પાસબપાનથી ઉદ્ભ્રાન્ત લોચના, શ્રમ જળ લુલિતા કિન્નરીના ગીતાવસાને મુખ ચુમ્બન કર્યું. તરૂએ નવપલ્લવિતા સ્તવકાભિનમ્રાલતાવધૂ ને સાખા બાહુ ઘેરીને આલિંગન કર્યું."

કાવ્ય જગત્માં આવું સુંદર પ્રાકૃતિક વર્ણન બીજે કયાં છે! જુઓ તે જૂના તરૂલતા, કુસુમ પલ્લવ, મૃગ મૃગી ઇત્યાદિ છે; પણ કેવો સુંદર

સમાવેશ છે। મિલ્ટન કૃત સ્વર્ગોદ્યાનું વર્ણન એની તુલનામાં ફીકુ પડે છે. મિલ્ટને ત્રિદેવનું ચિત્ર આંકવા બેસતા ખચીત સૌન્દર્ય જગતનાં બધા ઉપાદાન એકત્ર કર્યાં છે, પણ એવું સુંદર શું થયું છે ?

How from that sapphire fount the crisped brooks,
Rolling on orient pearl, and sands of gold,
With mazy error under pendent shades,
Ran nectar, visiting each plant, and fed
Flowers worthy of Paradise, × × ×
+ + profuse on hill, and dale and plain,
Both where the morning sun first warmly smote
The open-field, and where the unpierced shade
Imbrowned the noon-tide bowers. Thus was this place
A happy rural seat of various view;
Groves whose rich trees wept odorous gums and balm;
Others whose fruit, burnish'd with golden rind
Hung amiable, × and of delicious taste
Betwixt them lawns, or level downs, and flocks
Grazing the tender herb, were interposed;
Or palmy hillock or the flowery lap
Of some irriguous valley spread her store;
Flowers of all hue, and without thorn the rose;
Another side, umbrageous grots and caves
Of cool recess, o'er which the mantling vine
Lays forth her purple grape, and gently creeps
Luxuriant, meanwhile murmuring waters fall
Down the slope hills, dispersed; or in a lake,

That to the fringed bank, with myrtle crown'd,
Her crystal mirror holds, unite their streams.
The birds their choir apply; airs vernal airs,
Breathing the smell of field and grove, attune
The trembling leaves, while universal Pan,
Knit with the Graces and the Hours in dance,
Led on the eternal Spring.

આ વર્ણન અતિ પ્રકૃતિવાળું છે. એમાં સ્વર્ણરેણુ, મુક્તારજ અમૃત વારિ, શોભા બાળા હોરા દેવી વગેરેનું વર્ણન છે; કાલિદાસના વર્ણનમાં પ્રકૃતિની સીમાને ઓળંગી નથી. અંલકાર વર્ણનમાં કાલિદાસે પણ અતિ પ્રકૃતની મદદ લીધી છે; એ વર્ણનાની સાથે સ્વર્ગોદ્યાનની તુલના થતી નથી. ભવભૂતી કૃત પાર્વત્ય જનસ્થાનનું વર્ણન આવું છે;—

"જનસ્થાન, ગિરિ નદી વન આશ્રમ તીર્થથી છવાયલું જણાય છે. જંગલમાં ઠેકઠેકાણે સ્નિગ્ધ શ્યામ છે, ઠેકઠેકાણે ભીમ કઠોર છે, ઠેકઠેકાણે નીઝર ઝર ઝર કરતા દિશાને શબ્દિત કરે છે. પ્રાંતસીમામાં લોમહર્ષણ દીર્ઘારણ્યમાં ઉન્મત્ત પ્રચંડ પશુઓ ગિરિગહ્વરમાં વિસ્તારિત રહેલા છે, વન ક્યાં નીરવ નિસ્પન્દ, ક્યાં વનચરના વિકટ શબ્દથી શબ્દાયમાન છે. ક્યાં સુપ્ત સુપ્ત ભીમનાદી ભુજંગનો નિશ્વાસાગ્નિ દીપિત છે. પલ્વલ રવિકરમાં લગભગ જળ વગરના છે, તેથી તરસ્યા હૃકલાસ કુલ અજગરના સ્વેદ જળ પીને પરિતૃપ્ત થાય છે. મધ્યભાગ પ્રશાંત ગંભીર છે. પેલા મદકુલ મયૂરના કોમળ કંઠ વર્ણ ચિત્રિત પર્વતમાળા શોભે છે; વિવિધ મૃગયુથ નિર્ભયથી વિચરણ કરે છે; નીલ નિવિડ તરૂણ વૃક્ષો ઘણા પાસે રહેલા છે, શીતલ સ્વચ્છ ઝરા વહે છે; કિનારાપર ફુલ્લ વિહગાધિષ્ઠિત બેતસલતામાંથી સુરભી કુસુમ ખરે છે; સ્રોતઃ ફલભરશ્યામ જંબુનિકુંજમાં પ્રતિહત થઇને મુખરિત થાય છે. જુવાન રીંછનો ફુત્કાર ધ્વનિ ગિરિગુહામાં પ્રતિધ્વનિ ગંભીર થાય છે. શીતલ સુરભિ પવન કરિદલિત શલકીરસથી સંસ્પૃષ્ઠ થઇને વહે છે, મયૂરી કેકારવ કરે

છે, હરિણ ઉન્મત્ત થઇ છે, નદી કિનારે સુંદર બેતસ લતા તથા નિવિડ નીલ નચુલ વૃક્ષ શોભે છે. છેટે મેઘમાળાના જેવો છે પ્રસ્ત્રવણ ગિરિ ઉભા છે, જ્યાંથી ગોદાવરી પ્રવાહિત છે; જેના પાણીથી કુજન શીલ પક્ષીઓ શ્યામવટ તરૂ પ્રતિફલિત થઇને મનોહર શોભા ધારણ કરી છે."

ભવભૂતીનું વર્ણન સુંદર છે, પણ તેના સૌન્દર્યમાં ભીષણતાનો સમાવેશ છે, કાલિદાસના સૌંદર્યમાં ફક્ત સુંદરતા છે. કાલિદાસના પ્રાકૃતિક વર્ણનની સમાલોચનામાં ઋતુસંહારમાંની એક બે વાત નહિ કહ્યાથી અંત આવતો નથી. ગ્રીષ્મ વર્ષા શરત હેમન્ત શીત વસંત આ છ ઋતુ યથાક્રમથી ઋતુસંહારમાં વર્ણન થયું છે. કાલિદાસના કાવ્ય જગતના બીજે ઠેકાણે જે છે તે અહિંપણ—સુંદરના પછી સુંદર, તેના પછી સુંદર છે. આ દાવાનળનું વર્ણન જુઓ.

" પેલું દાવાનલ ! પ્રબળ પવન વેગથી વનભૂમિમાં બળી ઉઠયું, એ ઝાડથી લતાગ્ર સુધી થઇને ચારે તરફ પસર્યો, એની દીપ્તિ વિકચ પુષ્પ પુષ્પાસણ.

આ વાયુ સંક્ષુબ્ધ થઇને ગિરિ ગુહામાં બળે છે, એ તૃણરાશિ બાળે છે, સૂકા વંશવન વિકટ રવથી સ્ફુટિત થાય છે, મૃગયુથ અગ્નિ સ્પૃષ્ટ થઇને વ્યાકુલતાથી નાસે છે.

" પેલું શાલ્મલી વન બળે છે, ઓ જાણે અસંખ્ય અગ્નિ ! વૃક્ષકોટરમાં જાણે સુવર્ણ દીપે છે.

" દાવાનળ બલ્યો ! સૂકાં પાંતરાં, જીર્ણ શાખા, મોટા ઝાડને ઓળંગીને દાવાનળ વન પ્રસારીને વનદગ્ધ કરી કેશરી વૈરભાવ ભૂલીને પ્રાણ ભયથી નદીના પાણીમાં છુપાયા. "

અંગ્રેજ કવિ ટામસને પણ ઋતુ સંહાર લખ્યું છે. તેના પણ કાવ્યમાં ઇંગ્લંડમાં વસન્તાદિ ચાર ઋતુનું વર્ણન છે. પરંતુ કવિમાં અને કાવ્યકારમાં કેટલો પ્રભેદ છે ! તેના કાવ્યમાં પણ વર્ણનાય બધા લક્ષણ છે, પણ કાલિદાસના કાવ્યના જેવું સૌન્દર્યથી ભરપૂર થયલું નથી. તેના વર્ણનાની ટીપ માત્ર છે. રસોઇ કરવાની પદ્ધતિના વર્ણનમાં અને રાંધ-

નારની રસોઇમાં જે ભેદ છે[1] તેના કાવ્યમાં અને કવિની કવિતામાં તે ભેદ છે. કવિની સૌન્દર્યચક્ષુ છે, કવિ વીણીવીણીને તિલોત્તમાં રચે છે. એક બોલથી ટામસન સારીગમ સાધતા શીખ્યો છે, કાલિદાસ તે સપ્ત સુરમાં મધુર રાગિણીનો આલાપ કરે છે. દૃષ્ટાન્તસ્વરૂપ કાલિદાસનું વર્ષા વર્ણન વાંચો.

"વર્ષાકાલ રાજાના જેવો સમૃદ્ધ છે, જળધર એનો જયકુંજર છે, વિજળી એની જયપતાકા છે, વજ્ર નિર્ઘોષ એનો જયટક્કા છે.

"આકાશ મેઘથી ઘેરાયું, મેઘ ક્યાં નીલોત્પલકાંતિ, ક્યાં અંજન કૃષ્ણ, ક્યાં જરા ધૂસરરંગનો છે. મેઘ ધારાવર્ષી, જળભારથી અવનત છે; મધુર રૂપથી મંથરગમનથી આકાશમાં તરતો ચાલ્યો. તૃષ્ણાકુલ ચાતકો જોતા રહ્યા, શપાંકુર કન્દલીદલ તથા ઇન્દ્રગોપકીટથી મણિમય થઇને ધરણીએ મોહિની સજી. ઉત્સાહમાં મયૂર મધુર કેકારવથી પૂછડી ઉપાડીને નાચવા લાગ્યા. નદી પૂર્ણકાયથી કિનારાપરના ઝાડને ઉખેડીને કીચડવાળા પાણીમાં સવેગથી સાગરસગમમાં ચાલ્યા. મૃગ ઉદ્ભ્રાન્ત થઇને વિલોલનેત્રથી વનસ્થલમાં દોડયા. અભિસારિકા અનુરાગથી મેઘમન્દ્રપર અવહેલા કરીને ઘનાંધકાર રાત્રિમાં વિજળીના પ્રભામાં માર્ગ શોધતી પ્રિયને ભેટવા ચાલી, માનિનીએ વજ્રનિર્ઘોષથી ચમકીને અભિમાન ભૂલીને પ્રિયને આલિંગન કર્યું. વિરહીની માળા કાઢીને આભરણ નાખી દઇને નયનજળથી સિક્ત થઇ, નવવારિ ધૂળમાં ધુસર થઇને આડીઅવળી ગતિથી નીચેની તરફ વહેવા માડ્યું. દેડકા આનંદથી અવાજ કરવા લાગ્યા. ભ્રમર મધુહીન નલિની છોડીને મધુર ગુંજનથી મોરની પુછડીપર ઉઠીને બેઠા. જંગલના હાથીઓએ મદમત્ત થઇને ગંભીર ગર્જનથી ગંડસ્થળમાંથી મદવારિ ઝરાવ્યું, ભૂધર સેંકડો પ્રસ્ત્રવણથી જળમય થઇને સ્વેતાભ

---

૧ "A recipe in the Cookery book is as much like a good dinner,as this kind of stuff is to true word-painting. The poet with a real eye in his head, docs not give us every thing but the best of every thing" Lowell.

નીરદ શિખરને ધરીને મયૂરસમાકુલ થઇને શોભવા લાગ્યા. સુરભિસમીરણ કુસુમિત કદંબ કેતકી વન કંપાયમાન કરીને સીકરસ સમ્પર્કથી શીતળ થઇને વહી ચાલ્યો. રમણી કદંબ કેશર કેતકીની માળા પહેરીને કકુભમંજરીથી કાનના અલંકાર બનાવીને મોહિની સજી. મેઘેં ઇન્દ્રધનું ધરીને મૃદુપવનથી વિધૂત થઇને વિદ્યુદ્દામમાં મનહરણ કર્યું. બકુલ માલતી કદંબ યૂથિકા ફૂલ ખીલવીને કામનીના અંગ પ્રસાધન કર્યો.

"જલદકાળ ઘણીક રીતે રમણીય છે, એ બધાને પ્રીતિપ્રદ છે, એ પ્રાણીનો પ્રાણભૂત છે."

અમે દેખાડયું છે કે જડ જગત્ બે ભાગમાં વિભક્ત છે; તથા પ્રાકૃતિક તથા કૃત્રિમ, પ્રાકૃતિક જગત્નું વર્ણન જોયું; હવે કૃતિમ જગતનું કંઇક વર્ણન આલોચના કરવામાં આવે છે. જે જડજગત્ મનુષ્યની ક્રિયા સિદ્ધ છે, તેજ કૃત્રિમ જગત્ છે. કૃતી માણસ છે, શોભાના ઉપર શોભા આપીને રૂચિ વાસના કલ્પના અનુસારે તેને સમૃદ્ધિમય કરી છે, કૌશલથી પ્રકૃતિને સ્વેચ્છાનુસારિણી કરીને સહકારિણી કરી છે. પણ મનુષ્યની કૃત્રિમતાના ઉપર બીજા એક જણનું કૃતિત્વ છે, તે સર્વ ધ્વંસી મહાકાળ છે. મનુષ્યના સેંકડો યુગના સમૃદ્ધ નગર પણ કાળે ભગ્ન થાય છે. એ પરિણતિ પણ સુંદર છે, મર્મસ્પર્શી છે, એ જોવાની વસ્તુ છે.

એટલા માટે જડ કૃત્રિમ જગતના બે ભાવ છે. પહેલો શોભામય સમૃદ્ધિમય દેવળ રાજમહેલ; બીજો શાંતિમય વિપાદમય ભગ્નાવશેષ. અમે દેખાડીશું કે બેઉ વર્ણનમાં કાલિદાસ અતુલ્ય છે.

કુબેર નગરી અલકાનું વર્ણન આવું છે "અલકા અદ્ભુત પુરી છે. અહિં મેઘ ગંભીર મૃદંગ ધ્વનિ–મુખર અભ્રભેદી મણિમય સચિત્ર પ્રાસાદમાળામાં વિદ્યુતવરણી લલિત લલના વિહાર કરે છે. અહિંયાં કાલની તાબેદારી નહિ માનતાં છ ઋતુ એકત્ર બિરાજ કરે છે, તેથી યક્ષ વધૂ ફૂલના સાજમાં સજીને લોધ્રપરાગથી મુખરાગ કરીને અંબોડામાં નવ કુરૂવક બાંધીને કુન્દ કુસુમથી વાળ ગૂથીને કાનમાં શિરીષ પહેરીને સીમંતમાં કદંબ ઝુલાવીને હાથમાં લીલા કમળ લઇને ફૂલમયી સજે છે.

અહિંયાં તરુ નિત્ય પુષ્પિત થઇને મત્તમત્ત ભ્રમરથી મુખરિત થાય છે, સરોવરમાં નિત્ય નલિની ખીલીને હંસસમાકુલ થાય છે, મોર નિત્ય પુછડી વિસ્તારીને કેકારવ કરે છે; પ્રદોષમાં નિત્ય જ્યોત્સના ખીલીને અંધકારનો નાશ કરે છે. અહિં ફક્ત આનંદના આંસુના પાણી છે. બીજા અશ્રુજળ નથી, ફક્ત ફૂલનો તાપ છે; બીજો તાપ નથી; ફક્ત પ્રણય કલહથી વિરહ છે, બીજો વિરહ નથી; ફક્ત અનંત યૌવન છે, બીજી ઉમ્મર નથી. અહિં નિત્ય મહોત્સવ છે; કોઇ વખતે યક્ષ દંપતી મણિમય પાનગૃહમાં પુષ્પાસવ પાન કરે છે, કોઇ વખતે મણિ પ્રદીપ ઉજ્વલ કરીને વિવસ્ત્ર યક્ષવધૂની લજ્જા વિધાન કરે છે, કયાં તો શશિકરથી ચંદ્રકાંતમણિ ઝરીને યક્ષાંગના અનંગની જ્વાલા નિવારણ કરે છે, કોઇ વખતે કિન્નરો એકત્ર થઇને એક તાન-થી મધુર સ્વરથી ધનપતિનો યશોગાન કરે છે. કોઇ વખતે મન્દાકિની કણ-વાહી શીતલ પવનથી મંદાર છાયામાં યક્ષ કન્યા મણિ છુપાવીને કનક વાલુકામાં કન્દુક રમે છે. અહિંયાં રાત્રે ઉદ્‌ભ્રાન્ત અભિસારિકા માર્ગમાં ચાલી જાય છે, તેના વાળમાંથી મંદારના પુષ્પો પડી જાય છે, કાનમાંથી કનક કમળ પડી જાય છે, કેશમાંથી મોતીની જાળ ખસી પડે છે. કંઠમાંથી હાર યષ્ટિ તુટી જાય છે. અહિં ભયથી કામ ફૂલધનુ ગુતાઇ રહે છે, પણ ચતુર રમણીની ભ્રકુટી કુટિલ કટાક્ષના શરથી તેની ખોટ દૂર થાય છે. અહિં અપૂર્વ કલ્પતરૂ વિરાજે છે, તેનાથીજ યક્ષ વધૂની બધી મનકામના સિદ્ધ થાય છે, વિચિત્ર વસન, વિચિત્ર મધુ, પુષ્પકિશલયમાં વિચિત્ર ભૂષણ, ચરણ કમળના વિચિત્ર લાક્ષારાગ, તરૂ બધુ ઉત્પન્ન કરે છે.

"મણિહારમાં જેમ મધ્ય મણિ છે, સરોવરમાં જેમ પ્રફુલ્લ કમલ છે, તેમ અલકામાં મનોહર યક્ષગૃહ છે. તેનું તોરણ ઇન્દ્રધનુ સુંદર છે; સામે ગુચ્છાદાર ફૂલ ભારથી નમેલા તરૂણ મન્દારના ઝાડ છે. થોડે દૂર શોભામય તળાવ છે, વિકચ સ્વર્ણ કમલથી સજ્જિત થઇને મરકતસોપાન માળાથી શોભે છે. હંસકુલ માનસસર ભૂલીને તેના પાણીમાં

વિચરણ કરે છે, કિનારે કનક કદલી ક્રીડા શૈલ છે. તેના શિખરપર ઇન્દ્ર નીલમણિ ખચિત થઇને વિદ્યુત–દીપ્ત નીરદ ખંડના જેવું શોભે છે. પાસે કુરવક મંડિત માધવી મંડપ છે. તેની પાસે ચંચળદલ રક્તાશોક તથા મનોહર અશોક તરુ છે. વચમાં મણિખચિત સ્ફટિક ફલક કાંચનની વાસ યષ્ટિ છે, પ્રદોષમાં જેના ઉપર બેસીને મયૂર શિંજિનીના તાલથી નૃત્ય કરે છે. ”

નગરની સમૃદ્ધિનું વર્ણન ઘણાક કવિએ કર્યું છે. પણ કાલિદાસના જેવું કોઇ શું કરવા પામ્યા છે? માઘનું દ્વારકા, શ્રી હર્ષનું ભીમપુર, બાણભટની ઉજ્જયિની, મિલ્ટનનું રોમ, કોઇ શહેર અલકાના જેવું સુંદર છે? તુલના કરો–મિલ્ટનનું કરેલું રોમનું વર્ણન આવું છે; ચતુર સેતાન બાળક ઇશુને સમૃદ્ધિની લાલચ દેખાડે છે,—

Divided by a river on whose banks
On each side, an imperial city stood,
With towers and temples, proudly elevate,
On seven small hills, with palaces adorned,
Parks and theatres, baths, aqueducts,
Statues and trophies and triumphal arcs,
Gardens and groves persented to his eyes
Above the height of mountains interposed
× × Great and glorious Rome, queen of the earth
So far renowned and with the spoils enrich'd
Of nations; there the capital thou seest
Above the rest uplifting his stately head
On the Parpeian rock, her citadel
Impregnable, and there mount Palatine
The imperial palace, compass huge and high

The structure, skill of noble architects
With gilded battlements conspicuous far
Turret and terraces and glittering spires,
× × pillars and roofs.
Carved work, the hand of famed artisans
In cedar marble ivory or gold.

સમૃદ્ધ કૃત્રિમતાનું દૃષ્ટાંત દેખાડયું. એકવાર સમૃદ્ધિના ભગ્નાવશેષનું ઉદાહરણ જોઇએ, પરિત્યક્ત રઘુરાજધાની અયોધ્યાનું વર્ણન આવું છે;–

"અયોધ્યાની અવસ્થા અતિ શોચનીય છે। કયાં પ્રાસાદ ભગ્નાવશેષ થઇને ચારે બાજુએ વિક્ષિપ્ત રહ્યા છે; કયા દીવાલ ભાંગીને જમીનદોસ્ત થઇ છે. જાણે ઉગ્ર પવનના વેગથી સંક્ષુબ્ધ મેઘ ખંડ વિખંડ થયો છે. અયોધ્યાના ધોરી રસ્તાપર રાત્રે હવે અભિસારિકાના નુપુર ધ્વનિ સંભળતા નથી; હમણા ત્યાં ઉલ્કામુખી શિવાય ખાવાનું શોધવા માટે ફરે છે. તળાવના પાણીમાં હવે શહેરની સ્ત્રીઓ મધુર અવાજ કરીને નાહતી નથી; હમણા ત્યાં જંગલી ભેંશો શીંગડા આસ્ફાલન કરે છે. ગૃહ મયૂર વાંસયષ્ટિથી છેટે થઇને મૃદંગ–મદ્રમાં હવે નૃત્ય કરતા નથી; હવે દાવાનલથી પુછડી બળી ગયાથી વનમાં જંગલીરોત ધારણ કરી છે. સોપાન માર્ગમાં હવે અલકતકરાગ જોવામાં આવતો નથી, હમણાં ત્યાં મૃગરકતાગી શિકારીના પગલાંનાં ચિહ્ન જોવામાં આવે છે. પટમાં અંકિત કારિકુલ પદ્મવતમાં હાથણની સાથે ક્રીડા કરતો હતો, હમણાં તે ક્રૂદ્ધ કેશરીના નખાઘાતથી છિન્નભિન્ન થયાં છે. સ્થંભવિલંબી રમણી ચિત્ર હમણા કાલથી વિર્વણ થઇને શ્રીહીન થયા છે. સુધાધવલ હર્મતલ હમણા વિમલિન તથા તૃણાચ્છન્ન થયા છે, હવે તેમાં ચંદ્ર રશ્મિ પ્રતિભાત થતી નથી. વિલાસિની યત્નપૂર્વક જે વેલના પુષ્પો તોડતી હતી તે હમણા વાંદરાથી ઉખડાય છે. દીપાલોક વિનાના વરાંગનાવિરહિત બારીઓ હમણાં કરોળીઆના જાળાથી ઘેરાયલી છે. સરયૂના પાણીમાં હવે કોઇ ઉપહાર આપતા નથી, સરયૂનો કિનારો ઘર

વિનાનો છે હમણા જનશૂન્ય છે."

એક પશ્ચિમના કવિએ લખ્યું છે.+ કે શોકમાં અતીત સુખની પૂર્વ સ્મૃતિજ શોકનો પરાકાષ્ટા છે. અયોધ્યાના ભગ્નાવશેષ વર્ણનમાં કવિએ પૂર્વ સમૃદ્ધિ સ્મરણ કરાવીને વિષાદના આ પરાકાષ્ટામાં ઉપનીત થયો છે. એ વર્ણના કેટલું સુંદર, કેટલું હૃદયગ્રાહી છે! બાયરને પોતાના કાવ્યમાં ( Childe Harold ) સમૃદ્ધ રોમનું શોચનીય પરિણામ વર્ણન કર્યું છે પણ કાલિદાસની તુલનામાં તે અતિ અકિંચિતકર છે; તુલના કરો;-

Come and see
The cypress, hear the owl and plod your way
O'er steps of broken thrones and temples, ye
Whose agonies are evils of a day!
A world is at our feet as fragile as our day!
The Noble of Nations! There she stands
Childless and crownless in her voiceless wæ;
An empty urn within her withered hands
Whose holy dust was scattered long ago
The Scipio's tomb, contains no ashes now,
The very sepulchres lie tenantless
Of their heroic dwellers: Dost thou flow
Old Tiber, thro' a marble wilderness?
Rise with thy yellow waves and mantle her distress,

× × × + +

Cypress and ivy and wall flower grown
Matted and massed together hillock heaped
On what were chambers, arch crushed column, strown

+ + + It is true the poet sings that a sorrow's crown of sorrow is remembering happier things.

In fragments; choked up vaults and frescos steep'd
In subterranean damps where the owl peeped
Deeming it midnight; temples, baths or halls?
Pronounce who can? For all that learning reaped
From her research hath been that those are walls.
Behold the imperial mount! Tis thus the mighty falls.

અમે બહિર્જગતને જડ અને ચેતન આ બે ભાગથી વહેચ્યા છે જડ જગતના દૃષ્ટાન્ત દેખાડ્યા છે, હવે ચેતન જગતની કંઇક આલોચન કરીએ છીએ. આ ચેતન જગત્ ઇતિર પ્રાણી અને મનુષ્ય લઇને છે; અર્થાત્ ચેતન જગતની એક બાજુએ પશુ પક્ષી ઇત્યાદિ છે, બીજી તરફ નર નારી છે. જોઇએ કાલિદાસે આ જગતનું કેટલું સૌન્દર્ય ઉપલબ્ધિ કર્યું છે.

અમે આગળ દેખાડી ગયા છીએ કે, કાલિદાસના પ્રાકૃતિક જગતના વર્ણનમાં ઘણીક રીતે પશુ પક્ષી વગેરેની અવતારણા કરી છે. વાસ્તવિક અવકાશ મળ્યાથીજ એ કવિનું મન ઇતિર પ્રાણીના ઉપર ખેંચાતું હતું. એક બે દૃષ્ટાન્ત જુઓ, દિલીપ વશિષ્ઠાશ્રમમાં જઇને સુરભિ પવનથી વિજિત થઇને પહેલા મોરનો કેકારવ સાંભળ્યો, પછી બીજી જગાએ ચટુલ નયન મૃગ દંપતી અને પાણીમાં કલનાદી સારસપંક્તિ દીઠી. દુષ્મન્ત કણ્વાશ્રમ આંકવા બેસીને માલિતીના કિનારાપર હંસ મિથુન આંક્યું, હિમાળયના મૂળમાં હરણનાં બચ્ચા આંક્યાં. વળી આશ્રમવૃક્ષની નીચે કૃષ્ણસારયુગલ આંક્યા, શા માટે આંક્યા, આનો જવાબ એકમાં છે. મધુર કેકારવ, મૃગની આંખ, કળનાદી સારસપંક્તિ ઇત્યાદિ છે એઓ સુંદર છે. કાલિદાસ સૌન્દર્યનો કવિ છે.

અંગ્રેજ સમાલોચક કહે છે કે તેઓના દેશના કવિજ ઇતર પ્રાણીને આદર કરતા જાણે છે; જે દેશમાં ઇતર પ્રાણીનું પ્રધાન વિનિયોગ મનુષ્યનું વૃકોદરપૂર્તિ છે, તે દેશ સંબંધમાં આ કહેવું કેટલું ખરૂ છે,

તે કહી શકતા નથી. તે છતાં જોઇએ છીએ કાઉપરના જેવો કવિ મૈ-ત્રીભાવથી વારનસના જેવો કવિ સહાનુભૂતિ ભાવથી, વર્ડસવર્થના જેવો કવિ જાગતિક ભાવથી ઇતર પ્રાણીના ઉપર નજર કરે છે. પણ કોઇએ કાલિદાસના જેવું પ્રાણી જગતનુ સૌન્દર્ય અનુભ્યુ નથી. તુલના કરો,—

**ग्रीवाभङ्गाभिरामं मुहुरनुपतात स्यन्दने बद्धदृष्टिः**
**पश्चार्धेन प्रविष्टः शरपतनभयाद्भूयसा पूर्वकायम्**
**दर्भैरर्धावलीढैः श्रमविकृतमुखभ्रंशिभिः कीर्णवर्त्म**
**पश्योदग्रप्लुतत्वाद्वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति.**

કાલિદાસ કૃત ભયભીત મૃગનું વર્ણન આવું છે. શેક્સપિયર કૃત મૃગયા–અશ્વનું વર્ણન આવું તે,—

Round heaped short-jointed, fetlocks shag and long,
Broad breast, full eye, small head and nostrils wide,
High crest, short ears, straight legs and passing strong,
Thin mane, thick tail, broad buttock, tender hide

*Venus and Adonis*

બહિર્જગતમાં મનુષ્યમાં રૂપનું ચરમોત્કર્ષ છે, માનવજ સૌન્દર્યનો લલામ છે, છેલ્લો વિવર્ત્તન છે. કાલિદાસે આ સૌન્દર્ય કેવલું અનુભ્યું હ-તું! એક બે દૃષ્ટાંત જોઇએ. તેની ઉર્વશીનું નિરૂપમ લાવણ્ય આભરણના આભરણ ભૂત, પ્રસાધનનું પ્રસાધનભૂત છે. એ સાધારણ વિધાતાની સૃષ્ટિ નથી. એનો સૃષ્ટા કાંતિપ્રદ ચંદ્રમા અથવા મધુરરસ મદન અથવા કુસુ-મકર વસંત છે.

યક્ષ વનિતાનું રૂપ આવું છે;—

" મોહિનીના અંગ સૌકુમાર્ય પ્રિયગુલતાના જેવા છે, અક્ષિપાત ચકિત હરિણી પ્રેક્ષણના જેવી છે, કેશકલાપ મયૂરીના પુચ્છડીના જેવા છે, તથા ભ્રુવિલાસ પવનથી ચાલતા નદીના પાણીમાં નાના નાના તરંગ હિ-લ્લોલના જેવા છે. તે રૂપ સમષ્ટિ કદી એક જગાએ વિરાજતું નથી."

વળી વિશ્વમોહિની નગરાજ દુહિતા પાર્વતીના રૂપ વર્ણનમાં કાલિદાસે જે સૌન્દર્યનો સમાવેશ કર્યો છે તે કોઇને અજાણ્યો નથી. તે વર્ણન આવું છે;—

"પીછીથી વિભાવિત ચિત્રપટના પ્રમાણે, અરૂણાલોકથી વિકશિત કમળની કળીના પ્રમાણે ઉમા સુંદરી છે. તેના ચરણ યુગલ સ્થળકમળના જેવા લાલરંગના છે, પગલાં રાજહંસીના જેવા લીલાંચિત છે, જંઘા વિધિ સૃષ્ટિની ચરમોત્કર્ષ છે, ઉરૂ કરિકર તથા રામરંભાથી પણ અનુપમેય છે; તેનું નિતસ્વ બીજી સ્ત્રીઓને દુર્લભ છે; નાભિ નીચી છે તથા બલિત્રિય શોભાયમાન છે, બે સ્તન પીન તથા પ્રવૃદ્ધ છે; બાહુ શિરીષ પુષ્પથી પણ વધારે સુકુમાર છે; તેનું મુખ ચંદ્રમા છે તથા પદ્મના પ્રીતિનિકેતન હોઠ પ્રબાલરાગારૂણ છે, દાંતની પંક્તિ મોતીની હાર અને સફેદ પુષ્પના પ્રમાણે વિશદ છે, તેની વાણી અમૃતમગી છે; કંઠ સ્વર કોમળ કરાહત વીણાના નિક્કણના જેવો છે; બે આંખ ચકિત હરિણી અથવા નીલોત્પલના જેવી છે, ભ્રુયુગલ અંજન શલકાથી ચિત્રિત છે, જાણે કામના ધનુર્ગુણ હોયની, કેશપાશ ચમરી પુચ્છ મનોહારી છે; ટૂંકામાં ઉમાનું રૂપ ત્રણ લોકની સૌન્દર્યની સમષ્ટિનું એકીકરણ છે."

ચંદ્રના કિરણથી નાના આગીઆ કીડાના પ્રમાણે આ વર્ણનાની તુલનામાં બધા વર્ણન અસુન્દર થઇ જાય છે. બીજી કોની કાલિદાસના જેવી રૂપોપલબ્ધિ છે તેની તુલના કરો.

જુલિયટનું રૂપ વર્ણના આવું છે,—

Oh ! she doth teach the torches to burn bright !
Her beauty hangs upon the cheek of night
Like a rich jewel in an Ethiop's ear,
Beauty too rich for use, for earth too dear;
So shows a showy dove trooping with crows
As yonder lady, o'er her fellows shows.

Romeo and Juliet.

આઇમોજનનું રૂપ વર્ણન આવું છે.

Cytherea,
How bravely thou becomest thy bed, Fair lily.
And whiter than the sheets. × ×
Rubies unparagoned.
How dearly they do't. Tis her breathing that
Perfumes the chamber thus, the flame o'the taper
Bows towards her; and would underprop
To see the enclosed lights, now canopied
Under these windows, white and azure laced
With heavens own blue

Cymbeline.

મિલ્ટન કૃત ઇવનું વર્ણન આવું છે,—

So lovely fair
That what seemed fair in all the world seemed now
Mean or in her summed up, in her contained.
And in her looks which from that time infused
Sweetness into my heart unfelt before.

આટલે સુધી આપણે નારીનું વર્ણન જોયું. નરનું રૂપવર્ણના બીજી રીતનું છે. ભીમકાંત દિલીપ અથવા ગંભીર મધુરાકૃતિ દુષ્મન્ત તેના દૃષ્ટાંત છે. પણ એનું શ્રેષ્ઠ ઉદાહરણ યોગેશ્વર મહાદેવ છે; તેનું વર્ણન આવું છે;—

"મહાયોગી મહાધ્યાનમાં નિમગ્ન છે; વિજનવત, જનહીન લતાગૃહ, કેવળ દરવાજાપર નન્દી ડાબા હાથમાં સોનાની લાંકડી પકડીને હોઠ પર એક આંગળી મૂકીને નીરવતા વિધાન કરે છે. ત્યાં ઝાડ નિસ્પન્દછે, ભ્રમર નિશ્ચળ છે, પક્ષી નીરવ છે, મૃગ ગતિહીન છે; કાનન જાણે ચિત્રાર્પિતના પ્રમાણે સ્તંભિત થઇ રહેલું છે. મહાદેવ દેવદારના ઝાડની નીચે

વ્યાઘ્રના ચામડાપર વીરાસનમાં બેઠા છે, તેના ઋજુ આયત દેહ સ્પન્દ ર-હિત છે; ફુલ્લરાજીવરક્ત પાણિયુગલ અંકોપરિ ઉત્તાનભાવે સ્થાપિત છે; જટાકલાપ ભુજંગથી બદ્ધ છે; બમણી અક્ષસૂત્ર કાનમાં ઝુલે છે. ગ્રંથિ-બદ્ધ કૃષ્ણ ચર્મ નીલકંઠમાં ઝુલે છે; ભ્રુભંગરહિત છે, સ્પન્દહીન નિશ્ચ-લ ચક્ષુ--નાસાગ્રનિષ્ઠ છે, ચૂડામાં મૃણાલસુકુમાર ચંદ્રકળા છે, ક-પાળ–નેત્રની જ્યોતિ પ્રભાથી પરિમ્લાન છે. સમાધિવશથી મત વિષયથી નિવૃત થઇને પોતાના વિચારમાં પોતે નિમગ્ન છે. જાણે વૃષ્ટિ ક્ષોભરહિત જલધર, જાણે તરંગ ભંગહીન જલધિ, જાણે નિવાતનિષ્કંપ પ્રદીપ એવી રીતે મહાદેવ બિરાજ કરે છે.”

મહિમાન્વિત મહાપુરૂષનું આના કરતાં સુંદર વર્ણના થઇ શકતું નથી. મિલ્ટને એક જગાએ મહાપુરૂષનું રૂપ વર્ણના કર્યું છે, પણ તે વર્ણના કાલિદાસના વર્ણના જેવું સુંદર નથી. તુલના કરો;—

Down thither prone in flight
He (Raphael) speeds and through the vast ethereal sky
Sails between worlds and worlds,
Till within soar
Of towering eagles to all the fowls he seems
A phœnix, gazed by all, + +
At once on the eastern cliff of Paradise
He lights, and to his proper shape returns,
A seraph winged: six wings he wore to shade
His lineaments divine; the pair that clad
Each shoulder broad came mantling o'er his breast
With regal ornament; the middle pair
Girt like a starry Zone his waist and round
Skirted his loins and thighs with downy gold
And colours dipped in heaven; the third his feet

Shadowed from either heal with feathered mail
Sky-tinctured grain, Like Maias son he stood
And shook his plumes, that hearenly largrance filled
The arrcuit wide.

હૃદયના જેવા ભાવ હોય તેવો દેહનો ભંગી ( Posture ) જોઇએ, હૃદયદેહ સ્થાયી, છે અને ભાવ ભંગી અસ્થાયી છે, પણ ઘણીક જગાએ ભાવની મદદથીજ આપણે સારા રીતે હૃદયની ઓળખાણ મેળવીએ છીએ; આવી રીતે ભંગીની અવસ્થાથી ઘણીક જગાએ રૂપનું બધુ ચિત્ર જોવામાં આવે છે. પુતળા ઘડનાર તથા ચિત્રકરનો આ ભંગીજ મોટું ઉપાદાન છે. ફ્રિદિયુસના પુતળા અને હાંગિલોના ચિત્ર કેવળ ભંગીમય છે. કવિના કાવ્યમાં દેહ તથા ભંગી બેઉનો સમાવેશ થાય છે. કાલિદાસમાં પણ તેજ થયું છે. અમે દેહ વર્ણનામાં ઘણાં દૃષ્ટાંત દેખાડ્યાં છે, હવે ભંગી વર્ણનાનું એક ઉદાહરણ લખીએ છીએ. પાર્વતી ફૂલસાજમાં સજી છે. વરાંગમાં પદ્મરાગ–રક્ત અશોક છે, હેમકાંતિ કર્ણિકાર છે, મુક્તાધવલ સિંધુવાર શોભે છે. વરબપુ સ્તનભાવથી જરા અવનત છે; અરુણલોહિત બલ્કલથી આચ્છાદિત થઇને જાણે સ્તવકાભિનમ્ર પલ્લવિની લતાના જેવી શોભે છે. ગતિ વશથી કેશરમય મેખલા નિતંબર દેશથી સ્ખલિન થાય છે, પાર્વતી તેને વ્યવસ્થિત કરે છે; સુરભિ નિશ્વાસથી સમાકૃષ્ટ થઇને ભ્રમર વિંબાધરમાં પડે છે, ચકિતનયના લીલાકમલ સંચાલિને તેને આવતા રોકે છે. ઇત્યાદિ.

અહિં કાલિદાસનું બહિર્જગતનું સૌન્દર્ય ઉપલબ્ધિની સમાલોચના પૂરી થઇ. હવે અન્તર્જગતના સૌન્દર્યની આલોચના કરીએ છીએ.

જે આંખ કાન વગેરે બહિરિન્દ્રિયનો વિષય છે, તેજ બહિર્જગત છે, વળી જે અન્તરિન્દ્રિય મનના વિષય છે, તેજ અન્તર્જગત છે, કેમકે, સુખ, દુઃખ, રાગ દ્વેષ વગેરે અમે આગળ બતાવી ગયા છીએ કે જે અન્તર્જગતના અન્તર્ભૂત છે, તેજ સુંદર નથી, શકારની આત્મંભરિતા,

સેતાનનો દેવદ્વેષ અન્તર્જગતમાં સમાયલા છે, તે છતાં સુન્દર નથી. અર્થાત્ અન્તર્જગતના કેટલાક ભાગ જે અંશ રૂપેન્દ્રિયને ગ્રાહ્ય છે, તેજ સુંદર છે. આ ભાગજ કાલિદાસના કાવ્યનો વિષય છે, કારણકે કાલિદાસ સૌન્દર્યનો કવિ છે.

બહિર્જગતના પ્રમાણે આ અન્તર્જગત પણ અનંત વિસ્તારવાળુ છે, વૈચિત્ર્યભેદથી આ વિસ્તૃતિની સીમા નથી. એક જર્મન દાર્શનિક કહેતો હતો કે બે પદાર્થની પર્યાલોચના કર્યાથી તેનું મન વિસ્મયરસથી પૂર્ણ થતું હતું; એક નક્ષત્રવાળું અનંત નીલાકાશ, બીજું એક અનંત વૈચિત્ર્યમય મનુષ્યનું (આપણું અન્તર્જગત) અન્તર્જગત્ વૃત્તિમયછે; વૃત્તિ માનસવિકાર છે; આ વૃત્તિજ સુંદર નથી; તેથી બધી વૃત્તિનો ઉલ્લેખ આપણે કાલિદાસમાં જોઇશું નહિ. જે સુંદર છે, મધુર છે, સુકુમાર છે, તેનીજ છાયા કાલિદાસના કાવ્યમાં જોઇશું, કારણ કે તે સૌન્દર્યનો કવિ છે. એ વાસ્તે આપણે કાલિદાસમાં ઉત્કટ ધિક્કાર, વિકટ ક્રોધ, કીચડવાળા કામ, ખરાબ લોભ, ઘાતકી ઇર્ષ્યા વગેરેના ઉલ્લેખ મેળવીશું નહિ: પણ સરળ પ્રેમ, વિમળ બંધુતા, મધુર સ્નેહ, કરુણ વિચ્છેદ (વિરહ) શાંત ભક્તિની છાયા મેળવીશું. કાલિદાસમાં ઇયાગોની ખળતા, ઓથેલાનો સંદેહ, ક્લડિયાસનું કામાતુરપણું, મ્યાકબેથની દુરાશા, રિગનનો પિતૃદ્વેષ, રિચર્ડની સ્વાર્થસંધિ, ફાલસ્ટફની પામરતા, ક્રેસિડાની ઐન્દ્રિયતા, પોલોનિયસની આત્મભરિતા, ટાઇમનની સ્વજાતિદ્રોહિતા નથી. પરંતુ વિદુષકની સરસતા, રતિની કરુણતા, દુષ્મન્તની વિરહિતા, પુરુરવાની ઉન્મત્તતા, ઉર્વશીનો પૂર્વરાગ, પ્રિયવંદાનો પ્રેમ સંખ્ય, કાશ્યપનો શકુન્તલાનો પ્રણયોચ્છ્વાસછે. વિવાહની પિતાની સામે પાર્વતીએ નીચું માથુ ઘાલીને લીલા કમળના પાંતરાની ગણતરી કરી—એ વ્રીડાનું વર્ણના છે. ચરણમાં કુશાંકુર લાગ્યા છે અને તરૂશાખામાં વલ્કલ ભરાયા છે તેથી શકુન્તલા એકવાર કૌશળથી દુષ્મંતની તરફ ફરી—આ પ્રેમ છળનું વર્ણન છે. રામે સ્પર્દ્ધી આતતાયી પરાજિત શત્રુ પરશુરામના ચરણ વંદન કર્યા—આ વિ-

નયનું વર્ણન છે. ગિરિરાજ સપ્તર્ષિના આગમનથી પૃથ્વીની ધરતી છોડીને સ્વર્ગારૂઢના જેવો પોતાને કૃતાર્થ જાયલો સમજ્યો, એ સંમાનનું વર્ણન છે. દાનવજયી દુષ્મંત સુરસુંદરીની સ્તુતિ ગીતથી સંબદ્ધિત થઇને પોતાને ક્ષુદ્રત્વની ઉપલબ્ધિ કરી, એ અવિકળતાનું વર્ણન છે. બાળક રઘુએ પિતાના અશ્વમેધનો ઘોડો સાચવવામાં સુરપતિ ઇન્દ્રને અવજ્ઞા કરીને હથિયાર ધારણ કર્યા, એ સ્પદ્ધાનું વર્ણન છે. વિધુર દુષ્મન્તે વિરહ–શયા શાયી છે, વિપન્નનો આર્ત્તનાદ સાંભળતાજ વીરદંભથી, ધનુષ્યનો અવાજ કર્યો, એ ઉત્સાહનું વર્ણન છે. અપરિચિત ઔષધ પુત્રના શરીરમાં સ્પર્શથી રાજા અમૃતરસથી આપ્લુત થયો. એ વાત્સલદનું વર્ણન છે. નિરપરાધિ નીનિર્વાસિતા પતિ–ચિત્ત–પ્રાણ શકુન્તલા એ પ્રથમ સ્વામી સન્દર્શનથી અભિમાન વિસરીને જય આર્ય પુત્ર કહીને પતિની સાથે વાતચીત કરી, એ પ્રેમ ક્ષમાનું વર્ણન છે. આવી રીતના બીજા પુષ્કળ વર્ણન છે, બધુ લખવું સંભવનું નથી. એક બે વર્ણનાની જરા લંબાણથી આલોચના કરીએ.

પુરૂરવા પ્રેમ પ્રવણ છે, ઘણી કોશેશથી પ્રિયતમા ઉર્વશીને મેળવીને વાસનારૂપી આગ હોલવવાની આગમજ પ્રણયિનીને ગુમાવી. ગુમાવીને સંજ્ઞાહીન, તેની શોધમાં કૈલાશ ગિરિ—વન–કુંચ શોધતો ફરે છે. કોકિલના લલિત પંચમમાં ઉર્વશીનો કંઠસ્વર સાંભળીને હમણાં સમાગમ થશે એવું ધારે છે, ભ્રમર ગુંજનમાં શિંજિનીનો અવાજ સાંભળીને ઉત્કંઠાના જેવો જોતો રહેલો છે; કદી હંસના કળનીનાદથી નુપુર ધ્વનિ સાંભળીને તે તરફ દોડે છે, કદી ગજ મિથુનની સરસ રમત જોઇને રોમાંચિત થાય છે; મૃગ મૃગીના શૃંગ ખજવાળતાં જોઈને પોતાના અદૃષ્ટને નિંદે છે; ચક્રવાક દંપતીનો પ્રેમ–અભિનવ જોઇને ઇર્ષ્યાકષાયિત આંખથી જુએ છે; ફીણવાળી લહેરથી ચંચલ નદીની આડી તેડી ગતિ જોઇને પ્રેમરસથી આપ્લુત થાય છે; કદી બહારનું જ્ઞાન ગુમાવીને કેકોકારી મયૂરને, કુસુમથી ભરેલા પર્વતને ઉર્વશીની ખ-

ખર પૂછે છે; કદી કાળા મેઘમાં વિજળીનો ઝળકારો થતો જોઇને "દુષ્ટ દાનવ ઉર્વશીને હરણ કરી ગયો છે," આ આશંકાથી શરાસનમાં શર યોજના કરે છે; કદી વર્ષાદના પાણીથી ભીંજાઇને વિરહાકુલ પ્રાણથી કાલની સહજ ગતિ રોકીને વર્ષાકાલની પ્રત્યાદેશ કરે છે; વળી કદી પુષ્પિતા અશોકશાખા સ્તવકાભિનમ્રા જોઇને પીનસ્તની ઉર્વશીની કલ્પના કરીને ગાઢ આલિંગન કરે છે.

આ વર્ણન હૃદયને ગ્રાહી છે, કાવ્ય જગતમાં એની તુલના વિરલ છે. ભવભૂતિએ માલતી માધવમાં એનું અનુકરણ કર્યું છે; તે વર્ણના પણ અતિ ઉત્કૃષ્ટ છે, પણ કાલિદાસના વર્ણનની સાથે તુલનીય નથી, મૂર્તિ તથા છબીમાં જે ફેર છે, તેઓમાં પણ તેજ છે. શેક્સપિયરની ત્રોઇલાસ, રોમિયો, આનરના જીવનના બનાવના ચક્રમાં એક એક વાર પરુષ અવસ્થામાં આવ્યા છે, પણ કોઇનું પણ વર્ણન આવું સુંદર, આવું હૃદય ગ્રાહી નથી.

એક પ્રેમિક પોતાની પ્રિયતમાના ઉદ્દેશથી કહે છે–"તમારી ઉપમા આ મહીમંડળમાં પ્રિય છે. કાલિદાસના સંબંધમાં પણ આ વાત લાગુ પડે છે. એ પુરરવાના ઉન્માદ વર્ણનનું કાલિદાસના મેઘદૂતમાં એક તુલના છે. તે યક્ષરમણીનું વિરહ વર્ણન છે. પુરરવા પુરુષ છે, યક્ષરમણી સ્ત્રી છે; પુરુષ પ્રગલભ, બહિર્મુખ છે; સ્ત્રી લજાશીલા, અન્તર્મુખ છે. આ સ્મરણ રાખીને મેઘદૂતનું વર્ણન વાંચો.

ચક્રવાકવિરહથી ચક્રવાકીના પ્રમાણે પ્રિય વિરહથી યક્ષરમણી ઉત્કંઠિત પ્રાણથી શિશિર મથિત પદ્મિનીના જેવી પરિમ્લાન થઇ છે. અવિરલ રોદનથી તેની આંખ ફુલી છે; ગરમ શ્વાસથી તેના બિંબાધર ફીકા થયા છે; પસરેલા કેશાગ્રારમાં અવરૂદ્ધ વિધુમુખ હસ્તન્યસ્ત રહેલું છે. યક્ષરમણી કદી સ્વામીના કલ્યાણથી પુષ્પ બલિ આપે છે, કદી પિંજરાના સારિકાને પ્રિયની વાતો સંભળાવે છે, કદી તેના વિરહકૃશ પ્રતિકૃતિ હૃદયમાં અંકિત કરે છે. કદી મલિન પોશાક પહેરીને પ્રિય નામ

મધુર ગીત ગાવા જતાં નયન જળથી વીણાતંત્રી ભીંજવે છે. કદી એક એક વિરહના દહાડા ગણીને માનસસિધ પ્રિયસમાગમ ઉપભોગ કરે છે. કદી ઉત્કંઠાથી નિદ્રા ખોઇને આધિકૃશા ભૂમિશયનથી વિરહશયામાં આંસુ પાડે છે. કદી અસંયત રૂક્ષ ધૂસર વાળ ખસેડીને નિદ્રામાં પ્રિયના સમાગમની ઇચ્છા કરે છે. વિરહીની માળા ફેંકીને એક વેણી પકડી છે, શીતલ ચંદ્ર રશ્મિમાં પ્રીતિ ભૂલી છે, અંગનાં મનોહર ભૂષણ કાઢયાં છે, તેની આંખ કાજળ વિનાની છે, વિલાસ વિનાની છે, પલક સ્નેહ શૂન્ય છે, જીવન સુખ શૂન્ય છે.

જેના વિરહથી પ્રણયિનીની આ દશા છે, તે પ્રિય, ઘણે છેટે નિર્વાસિત થયો છે, વિધુરે પ્રિયાની ખબર નહિ મેળવતાં સંજ્ઞાહીન મેઘને દૂત કર્યો છે. તેની કલ્પના—દૂત મેઘનો સન્દેશો આવો છે.

સખિ ! તમારો સહચર યક્ષ જીવતો છે, અતિ દૂર રામગિરિ આશ્રમથી તમારા કુશળ પૂછે છે; હાય ! મનુષ્યનું જીવીન વિપદ બહુલ છે.

આજે નસીબના યોગે બહુ છેટો છું, તેથી કલ્પનાથી તમારૂં આલિંગન કરીને અતિ ક્ષીણ સંતપ્ત દેહથી ઉત્કંઠિત પ્રાણથી અશ્રુસિક્ત થઇને લાંબા શ્વાસ નાખુંછું, તમારી પણ તે દશા છે !

સખીના સાક્ષાતે કહેવાની વખત પણ એક દહાડો તમારા મુખ સ્પર્શ લોભથી કાનમાં કહેતો હતો, આજ તે શ્રવણપથના ઘણા છેટે આંખથી અતીત થઇને ઉત્કંઠાથી લોક મુખથી આ ખબર મોકલું છું.

પ્રિય ! લતિકા તમારા દેહનાં જેવી સુકુમાર છે, હરિણી તમારા જેવી ચકિત નયન છે; ચંદ્ર તમારા મુખના જેવું શોભામય છે; મોરની પાંખ તમારા કેશના જેવા મનોહર છે, નદી હિલ્લોલ તમારા ભ્રુભંગના જેવા ચંચળ છે; પરંતુ કયાં પણ તમારૂં સઘળું આ દૃશ્ય નથી. જ્યારે ધાતુરાગથી શિલાપર તમારી છબી આંકીને (તમે માનિની) તમારા ચરણ અડકીને માન તોડવા જાઉછું, તરત આંસુ આવીને નજરને રોકે છે, તેથી તમને જોઈ શકતો નથી. હાય ! વિધાતાની વિડંબના ! જ્યારે ઘણા દ-

હથી સ્વપ્નામાં જોઇને, આકાશમાં બાહુ ઉપાડીને તમને આલિંગન કરવા જાઉં છું-મૂર્ખ હું છે, ક્યાં તમે છો? મારી દશા જોઇને કરુણાથી વનદેવીઓ છુપી રીતે મોટા મોતીના જેવા આંસુ પાડે છે. જ્યારે દેવદારુ-કિશળય ઝુલાવીને તેના રસમાં સુરભિત થઇને અલકાનો પવન આ તરફ વહીને આવે છે, ત્યારે હું તેને કેટલું આલિંગન કરૂં છું-કદાચ તમારૂં અંગસ્પર્શ કર્યું છે. હાય હું તમારા વિરહથી વિધુર છું; મારી ઘણી લાંબી રાત પળના જેવી કેમ જશે? મારા રવિકિરણ એકત્ર થઇને કેમ જલદી અસ્તમિત થશે? હાય મારી દુરાશા છે તથાપિ તમારી દર્શનની આશાથી કોઇ રીતે પ્રાણ ધારણ કરૂં છું. કલ્યાણિ! તમે પણ ધીરજ રાખો. સુખ દુઃખ ચિરસ્થાયી નથી. આપણો પણ શુભદિવસ આવશે.

આવો મધુરભાવ બીજા કિયા કવિના કાવ્યમાં છે? સહૃદય વિલસને યથાર્થ કહ્યું છે[1] કે, પ્રાચીન કહો કે નવા કહો અતિ અલ્પ કવિના કાવ્યમાં આવી સુકુમાર કોમળતા અથવા સુમધુરભાવ નજરે પડે છે.

હવે એક ઉદાહરણ આપીને અન્તર્જગતની સમાલોચનાનું ઉપસંહાર કરીશું. કુમાર સંભવનો રતિવિલાસ બધાને પરિચિત છે. હરકોપાનલમાં કામ ભસ્મીભૂત થયાથી રતિના પ્રેમાધાર હૃદયમાંથી જે વિષાદ ગીતિનો ઝરો વહ્યો હતો, કાવ્યામોદીએ માત્ર તેનો રસાસ્વાદ લીધો છે. પણ કાલિદાસે બીજા એક પુરુષ હૃદયની જે કરુણાક્રન્દનધ્વનિ સંભળાવી છે, અમારા મનમાં આવે છે કે રમણીની વિષાદગીતીના કરતાં પણ તે મધુર છે. તે ક્રન્દન આવું છે.

કુસુમના કોમળ ઘાથી ઇન્દુમતીનું સુકુમાર દેહ હળી પડ્યું; પ્રાણવાયુ મહાવાયુમાં ભળી ગયો. અજ રાજા પ્રિયતમનું શબદેહ ખોળામાં લઇને રોવા લાગ્યો, " હાય, કોમળ કુસુમના સ્પર્શનું જો આ પરિણામ થયું, તો વળી શું વિધાતાના વધના અસ્ત્ર થશે! અથવા હિમસે-

---

† We have few specimens, either in classical or modern poetry, of more genuine tenderness or declicate feeling.

H. H. Wilson.

કથી નલિની સૂકાઇ જાય છે, ધારૂંછું કે સુકુમાર હિંસિવાર સુકુમાર પ્ર-હરણ છે! ક્યાં મેં હૃદયમાં રાખ્યું, હું તો મર્યો નહિ! હાય। મારા ભા-ગ્યમાં અમૃત પણ ઝેર થયું.

હું ભાગ્યહીન છું; આ માળારૂપી તરવાર છે; તેથીજ હું તરૂ કા-યમ રહ્યો છું, વળી મારી આશ્રયિની વેલ વિશીર્ણ થઇ છે.

પ્રિયે! સેંકડો અપરાધ કર્યા છતાં પણ તમે મને અવજ્ઞા કરતા ન-હોતા; વિના દોષથી આજે મારી જોડે વાતચીત ત્યાગી? સુહાસિનિ! શું મને શઠ કપટી ધાર્યો છે? તેથી હમેશાંને માટે લોકાન્તરમાં નાશી ગયાછો, એકવાર મુખથી વાતચીત કરીને ગયા નહિ!

પ્રિયે! ચેતના ગુમાવીને હું તો પાછો સચેતન થયોછું, તમારી ચે-તના તો થઇ નહિ! ધિક આશ હત જીવના ઉપર!

સખિ! શ્રમજળ કણો તમારા મુખમાં તરે છે, તમે ક્યાં છો? હાય માનવનો નશ્વર પ્રાણ! કદી મનમાં મેં તમારૂં અપ્રિય કર્યું નથી, ત્યારે શા માટે મને છોડીને ચાલ્યા ગયા? હું નામથી પૃથ્વીનો પતિ છું, પ્રેમમાં તો ફક્ત તમારોજ અધિકાર.

સુન્દરિ! કુસુમખચિત ભ્રમર કૃષ્ણ તમારા ગુચ્છાવાળા કેશજાળ પવનથી ઉડે છે; મૂઢ હું છું! આશા છે કે તમે પાછા આવ્યાં. પ્રિય એકવાર જાગો, તમે પ્રકાશ રૂપે છો, હૃદયનાં આ વિષાદ અંધારૂં દૂર થાઓ. હાય! તમારો મધુર કંઠસ્વર બંધ થઇ ગયો છે, આજે પણ મુખ ભ્રમર ગુંજન હીન નિમીલિત પદ્મના જેવા થઇ રહેલા છો.

સખિ! શશી વળી રાતની સાથે મિલિત થાય છે, ચક્રવાક—ચક્ર-વાકીના વિરહનો અંત આવ્યો; ફક્ત તમારા મારા વિચ્છેદનું મિલન નથી. હાય! કુસુમ શયનમાં તમારા સુકુમાર શરીરમાં વ્યથા થતી હ-તી, આજ તે શરીર કઠણ ચિતામાં સોંપીશ.

સખિ! ચિરસંગિની આ મેખલા જાણે શોકાતુર ચિરકાલને માટે નિરવ થઇ છે. કોકિલાએ તમારી મધુરવાણી શીખી છે, કલહંસીએ ત

મારી મદાલસ ગતિ શીખી છે, મૃગીએ તમારી વિલોલ કટાક્ષ શીખી છે, લતાએ પવન કંપનથી તમારૂં વિભ્રમ શીખ્યું છે. તમે સ્વર્ગમાં ગયા છો; આજે તમારા વિરહથી શું ફક્ત એઓને જોઇને હૃદયને બાંધી શકીશ ?

સહકાર તરૂ તથા ફલિનીલતાનો પરિણય સંબંધ બાંધ્યો હતો, ક્યાં તેના વિવાહ આવીને ગયા નહિ ? તમારા યત્નનું તરુ કુસુમિત થયુંજ છે. તેથી તો તમારા કેશ ભૂષા થયા નહિ ? તમારા નિશ્વાસોશ્વાસના જેવી સુરભિ વકુલફુલમાં બે જણા મેખલા બનાવતા હતા, તે તો પૂરા થયા નહિ !

પ્રિયે ! ઉઠો હવે ઉંઘો ના. સખીઓ તમારો અંતનો પ્રાણ છે; સુકુમાર પુત્ર ઘણોજ નાનો છે; હું ઘણોજ અનુરક્ત છું, અમારી અવહેલા કરશો ના.

તમારા વિરહથી આજ સુખ અસ્તમિત થયું; અનુરાગ ગુમાવ્યો, સંગીત નીરવ થયું; વસંત ઉત્સવહીન થઈ; અલંકાર નિરર્થક થયાં, બિછાનું શૂન્યમય થયું. તમે શું ફક્ત મારી સ્ત્રી છો; તમે સચિવ, સખી, શિષ્ય છો, હાય કૃતાંત ! વળી મને કેવો રાખ્યો !

સુલોચને ! જે સુખથી મધુર આસબ ઉપાડતો હતો, આજ શું પરલોકમાં તેના ઉદ્દેશથી અશ્રુસિક્ત જળાજલિ આપીશ ! પ્રિયે ! તમારા વિના અજને બીજું શું સુખ છે ? હવે તો કોઇ રીતે તેનું હૃદય ભરતું નથી, તમેજ તેના સર્વસ્વ છો.

શેક્સપિયરના પ્રેમ ઉન્માદિની વિનસ પ્રિયતમ આડોનિસને ગુમાવીને વિલાપ કરતી હતી. તે વિલાપમાં કેટલુંક બનાવટી, કેટલુંક આવેશ વિનાનું છે; તે વિલાપ અજ–વિલાપના જેવું કરુણ મધુર સુંદર નથી. તુલના કરો,—

My tongue cannot express my grief for one
And yet', quoth she Behold two Adons dead

My sighs are blown away, my salt tears gone
My eyes are turned to fire; my heart to lead
Heavy heart's lead, melt at mine eyes red fire,
So shall I die by deaps of hot desire!
Alas poor world! what treasure hast thou lost
What face remains alive that's worth the viewing
Whose tongue is music now? What canst thou boast
Of things long since or anything ensuing?
The flowers are sweet, their colors fresh and trim
But true sweet beauty lived and died with him.
To see his face the lion walked along
Behind some hedge, because he would not fear him,
To recreate himself when he had sung,
The tiger would be tame and gently hear him,
If he had spoke the wolf would leave her prey
And never fright the silly lamb that day.
When he beheld his shadow in the brook
The fishes spread on it their golden gills
When he was by, the birds such pleasure took
That some would sing, some other in their bills
Would bring him mulberries and ripened cherries
He led them with his sight, they him with berries
Had I been toothed like him (boar) I must confess
With kissing him I would have killed him first
But he is dead and never did he bless
My youth with his: the more am I accurst

With this she falleth in the place she stood
And stains her face with his congealed blood.
She looks upon his lips and they are pale
He takes him by the hand and that is cold
She whishers in her ears a heavy tale
As if they heard the woful words she told
She lifts the coffer lids that close his eyes
Where lo! two lamps burnt out, in darkness lies.

Vernus and Adoinis.

શેક્સપિયરમાં બીજો એક રોદનનો ઉલ્લેખ છે, તે વિલાપ નથી, આર્ત્તનાદ, પુત્ર હારા માનો ગગનભેદી આર્ત્તનાદ છે. તે રોવું વિનાસના રોવાના કરતાં ઘણે દરજ્જે હૃદય ગ્રાહી છે, પણ અજના વિલાપના જેવું કરુણ મધુર સુંદર નથીઃ

કનસ્ટાન્સ પોતાના એક માત્ર પુત્ર આપરિને ગુમાવીને બચ્ચાંથી ગુમાવેલી વાઘણના પ્રમાણે ગાંડી થઇ છે,—

No, I defy all counsel, all redress
But that which ends all counsel, true redress
Death! death! oh! Amiable lovely death
Thou oderiferous stench, sound rottenness
Come, grin on me; and I will think thou smilest
And buss thee as thy wife Misery's love
Oh! Come to me!
King Thillp–oh fair affliction, peace!
Constance–No No I will not having breath to cry.
Oh! that my tongue were in the thunders month
Then with a passion would I shake the world

Grief fills the room up of my absent child,
Lies in his bed, walks up and down with me
Puts on his pretty looks repeats his words
Remembers me of all his gracious parts
Stuffs out his wactets garments with his form.

એક કવિએ કહ્યું છે કે કવિના જીવનની દુઃખની છાયા કાવ્યમાં પ્રતિફલિત થાય છે. કહેવાય છે કે શેકસપિયરનો આ વિલાપ લખવાની થોડા દિવસ પહેલા તેનો પુત્ર મરણ પામ્યો હતો. કાલિદાસનો અજવિલાપ પણ શું કવિની ચિત્તવૃત્તિની પ્રતિકૃતિ છે ?

અમે આટલો વખત થયા અંતર્જગતની કાલિદાસની સુંદરતા દેખાવામાં પ્રવૃત હતા. હવે કાલિદાસની બૌદ્ધ જગતની સુંદરતાની આલોચના કરીશું.

અમે પહેલા બતાવી ગયા છીએ કે જે જગત્ બુદ્ધિના વિષયીભૂત છે, તે બૌદ્ધ જગત છે. આ બુદ્ધિજ અત્યેન્દ્રિય છે, એનાથીજ આપણે સત્યાસત્યનો નિર્ણય કરીએ છીએ એટલા માટે જે જગત્ સત્યેન્દ્રિય ગ્રાહય છે, તેજ બૌદ્ધ જગત છે. તેથી દર્શન, વિજ્ઞાન ધર્મનીતિ, સમાજતત્વ આ બધા બૌદ્ધ જગતમાં છે.

વળી અમે દેખાડી ગયા છીએ કે જે બૌદ્ધ જગતમાં સમાવેલું છે તે સુંદર નથી. ચાર્વાકની નાસ્તિકતા, હબસનો સ્વાર્થવાદ, બૌદ્ધ જગતમાં સમાવેલો છે તે છતાં સુંદર નથી. અર્થાત્ બૌદ્ધ જગતનો કેટલાક ભાગ, જે ભાગ રૂપેન્દ્રિય ગ્રાહય છે તેજ સુંદર છે. આ ભાગજ કાલિદાસના કાવ્યનો વિષય છે. કારણ કે કાલિદાસ સૌન્દર્યનો કવિ છે.

દર્શન વિજ્ઞાન ધર્મનીતિ સમાજ તત્વની કવિતામયી આલોચનાને કાવ્યમાં દાર્શનિકતા કહે છે. આ કાવ્યમાં દાર્શનિકતાના વિષયમાં એક બે વાત કહેવી જોઇએ. આ પદ્ધતિના સંબંધમાં કોઇ કોઇનો મોટો વાંધો દીઠામાં આવે છે. તેઓ કહે છે કે દાર્શનિકતા દર્શનમાં રહે છે, વૈજ્ઞાનકતા

વિજ્ઞાનમાં રહે છે, સમાજનીતિ ધર્મતત્વની વાત સાહિત્યમાં રહે છે તેમાં વાંધો નથી. પણ તેઓના કાવ્યમાં અનધિકાર પ્રવેશ શા માટે? જવાબમાં તેઓને વર્ડસવર્થની એક વાત સ્મરણ કરાવી દઇએ છીએ–વિજ્ઞાનતત્વમાં જે એક મર્મ સ્પર્શી છાયા છે, તેજ કાવ્ય છે।"[1] વાસ્તવિક દર્શનાદિમાં એક અપૂર્વ સૌન્દર્ય રહેલું છે; તેની તુલનામાં બીજા સૌન્દર્ય આભાવિનાના થાય છે. એમ થવુંજ જોઇએ; સૃષ્ટિતત્વ. સમાજતત્વ, ધર્મતત્વ સર્વત્ર અનંતજ્ઞાન, અનંતશક્તિ, અનંતકલ્પનાનું અનંત સૌન્દર્યાભાસ પ્રકાશિત છે. જગત એ ઇશ્વિરસૃષ્ટ છે, જગતત્વ એ અનન્ત જ્ઞાન છે, અનંતશક્તિ, અનંતકલ્પના પ્રસૂત છે, દર્શન બીજું કંઇજ નથી આ તત્વ કાવ્યનું વિજ્ઞાનમયી આલોચના છે, ત્યારે કાવ્યમાં આ દર્શનની કવિતામય આલોચના કેમ રહેવી ન જોઇએ?

માથુ આરનલ્ડે [2] ખરૂં કહ્યું છે–" દહાડે દહાડે આપણે સમજતા જઇશું કે, કાવ્યજ જીવન મરણની સમાલોચના કરીને આપણા પ્રાણમાં આશા ઉત્સાહનો સંચાર કરે છે, સાંત્વનાનો અમૃત છીપે છે. કાવ્યની ખોટથી વિજ્ઞાનની પૂર્ણતા થતી નથી, જે આપણી પાસે આજે ધર્મ તથા દર્શન શાસ્ત્રના અન્તર્ગત તરીકે જણાય છે, કાલે કરીને કાવ્યજ તેની જગા મેળવશે."

કાવ્યમાં દાર્શનિકતાનો અર્થ શો છે, એક ઉદાહરણ આપીને સમજાવીએ છીએ. જર્મન કવિ ગેટની મારગારેટ પ્રણયી ફાઉસ્ટને પૂ-

---

૧ Wordsworth says–Poetry is the impressioned expression which is in the countenance of all science.

૨ More and more mankind will discover that we have to turn poetry to interpret life for us to console us, to sustain us Without poetry our science will appear incomplete and m[illegible] to what now passes with us for religion and philosophy will be replaced by poetry.

Essays in criticism II.

છયું, ફાઉસ્ટ ઇશ્વિરપર વિશ્વાસ રાખે છે કે નહિ. ફાઉસ્ટ દાર્શનિક વેદાંતના ચિન્મય નિરંજન બ્રહ્મતત્વના ઉપર વિશ્વાસ રાખે છે. ફાઉસ્ટે જવાબ આપ્યો,-

Hear me not falsely, sweetest countenace.
Who dare express him?
And who profess him
Saying: I believe in him!
Who feeling, seeing
Deny his being
Saying: I believe him not!
The all-enplding,
Folds and upholds he not
Thee, me himself?
Arches not there the sky above us?
Lies not beneath us firm the earth?
And rise not on us shining
Friendly, the everlasting stars?
Look I not eye to eye, on thee,
And feel'st not thronging
To head and heart, the force
Still weaving its eternal secret
Invisible, visible, around thy life?

આજ દર્શનની કવિતામયી આલોચના છે, એજ કાવ્યમાં દર્શનિકતા છે. કાલિદાસમાં આવી આલોચના, આવી દાર્શનિક્તા ઘણી દીઠામાં આવે છે. તે આલોચનાનું, તે દાર્શનિકતાનું સર્વત્ર એક અદ્વિતીય લક્ષણ છે; કાલિદાસના કાવ્યના બધા ભાગનું જે લક્ષણ છે, એ પણ તેજ

છે; કોઇપણ નીરસ અસુંદર નથી, બધુ સરસ, સૌન્દર્યથી ભરપૂર છે.

એક ઉદાહરણ જુઓ. વિક્રમોર્વશીની નાંદી આવી છે—દેવ દેવ બધાની મુક્તિ આપો. જે વેદાંતનો વિશ્વવ્યાપી અદ્વિતીય એક પુરુષ છે, બીજી જગાએ નિરર્થક ઇશ્વિર શબ્દ કેવળ જેમાં સાર્થક છે; સંયમયન મુમુક્ષુ યોગી જેને અંતરમાં શોધે છે; દૃઢ ભક્તિ જેનું સહજ સાધન છે; તે શિવ આપણને મુક્તિ આપો.

શકુન્તલાની નાંદી પણ આવી રીતની છે તેનું પણ સૌન્દર્ય બુદ્ધિ ગમ્ય છે; તે નાંદી પણ ઘણીજ હૃદયગ્રાહી છે. તોપણ ભાષાન્તરથી અનુવાદ કરીને તેનું સૌન્દર્ય સમજાવી શકાય તે સંદેહકારક છે.

આદર્શ રાજા દિલીપના વર્ણનમાં આપણે આ સૌન્દર્ય ઉપલબ્ધિ કરીએ છીએ. તે સૌન્દર્ય પણ બુદ્ધિગમ્ય છે. વર્ણન આવું છે–"દિલીપ આદર્શ રાજા છે; તેની દૈહિક માનસિક નૈતિક બધી શક્તિજ પૂર્ણ વિકશિત છે. તેની છાતી વિશાળ, સ્કંધ આયત, બાહુ સુદીર્ઘ, દેહ ઉન્નત છે. તેનું બળ બધાના કરતાં અતિરિક્ત તેજ, બધાના કરતાં અભિભાવકારી છે, શરીર સર્વના કરતાં ઉત્કૃષ્ટ છે. તેની પ્રજ્ઞા દેહના અનુરૂપ છે, વિદ્યા પ્રજ્ઞાના અનુરૂપ છે, ક્રિયા વિદ્યાના અનુરૂપ છે, સિદ્ધિ ક્રિયાના અનુરૂપ છે, તે ભીમકાંત, મૃદુ હોવા છતાં પ્રખર છે. તે યથાર્થ નિયંતા છે, તેના શાસન ગુણથી પ્રજા ધર્મ માર્ગે કાયમ રહેતી હતી. પ્રજાની ઉન્નતિને માટે સૈન્યબળ કેવળ શોભાર્થ હતું, બુદ્ધિ તથા બાહુબળથીજ બધા કામ પૂરાં થતાં હતાં. તે મંત્ર કુશળ હતો, તેની ગૂઢ મંત્રણા કેવળ ફળ કાલમાં વિવૃત થતી હતી. નિર્ભય થઇને આત્મરક્ષા, અરોગી થઇને ધર્મચર્ચા, નિર્લોભ થઇને ધનાર્જન અને અનાસક્ત થઇને સુખ ભોગ તેનું થયું હતું. તે જ્ઞાની થઇને મૌની, શક્તિમાન થઇને ક્ષમાશીલ, દાતા થઇને શ્લાઘાહીન હતો. વિષય વિમુખ વિદ્યાબુદ્ધિ ધર્મ પ્રાણ રાજાનું જશ શિવાય વૃદ્ધપણું ઉત્પન્ન થયું હતું. પ્રજાની રક્ષા, પાલન અને શિક્ષણ આપવાનો ભાર લઇને તે તેઓના પિતાની જગાએ હતો. તેનો

દંડ પ્રયોગ દુષ્ટ દમનમાં, વિવાહ પુત્રાર્થમાં, પુરુષાર્થ ધર્મમાં અને પ્રીતિ શિષ્ટજનમાં હતી. તેના ગુણ પારકાની સેવામાં રત રહેતા, તે વિધાતાના અપૂર્વ રાજ સૃષ્ટિ હતી."

આ વર્ણના અતિ સુંદર છે, પણ રઘુ તથા કુમારનું ઈશ્વિરસ્તોત્ર એના કરતાં પણ ઘણું સુંદર છે. એ રચનાને કાવ્યમાં દાર્શનિક્તાનો આદર્શ કહ્યાથી ચાલે એમ છે.

રઘુવંશમાં ઈશ્વિરસ્તોત્ર આવો છે—"હે દેવ! તમને નમસ્કાર છે; તમે જગત સૃજન પાલન સંહાર કરોછો; તમારી ત્રણ મૂર્ત્તિ છે, તમે નિત્ય, નિર્વિકાર છો; કેવળ ગુણ યોગથીજ પ્રભેદ અંગીકાર કરોછો. તમે ભૂવનનું પરિમાણ જાણોછો, પ્રભુ તમારૂં પરિણામ કોણ જાણે? તમે નિષ્કામ, કામનાના ફળદાતા છો, તમે વિષ્ણુ, તમે અજિત છો. તમે સૂક્ષ્મ–આ સ્થૂળ જગતનું કારણ છો; તમે અંતર્યામી છો, તમને શોધીને મેળવી શક્તા નથી. તમે નિસ્પૃહ છો. દેવ! તમારી તપશ્ચર્યા શા માટે કરવી જોઈએ! તમે દયામય છે, દુઃખ રહિત છો, તમે પુરાણ, અજર છો, તમે સર્વજ્ઞ છો, પ્રભુ! તમને કોણ જાણી શકે? તમે સ્વયંભુ પરંતુ જગતનું કારણ છો; તમે પ્રભુના પ્રભુ છો, તમે એક થઈને પણ ઘણા છો.

"સાત સામ તમારી મહિમાગીતિ છે, સાત સમુદ્ર તમારૂં શયાગૃહ છે, સપ્તાર્ચ્ચિ તમારૂં મુખ છે; સાત લોક તમારો આશ્રિત છે. ચતુર્વર્ણ, ચતુર્યુગ ચતુર્વર્ગ બધાને તમેજ ઉત્પન્ન કર્યા છે; દેવ, તમે ચાર મુખના છો. તમારો મહિમા અપાર છે; તમે અજ થઈને પણ જન્મવાન છો, નિરીહ હોવા છતાં પણ શત્રુનું મર્દન કરોછો; સ્વપ્નમય હોવા છતાં પણ જાગરૂક છો. તમારામાં બધુ સંભવે છે–વિષયભોગ, તપશ્ચર્યા, ઔદાસીન્ય, પ્રજાપાલન છો. તમે કાંક્ષિત છે; આગમ હજારો માર્ગથી તમારાજ ઉદ્દેશ કરે છે, શાખાનદી જેમ સાગરની છે. ભક્તિમાન મુમુક્ષુ યોગીના તમેજ અનન્ય ગતિ છો, ક્ષિતિઆદિ તમારા વિભૂતિનો થાગ લગાડી શક્તો નથી, પ્રભુ! તમારો થાગ કોણ લાવે? તમારા સ્મરણથી પાપતાપ

દૂર નાશી જાય છે. તમારા દર્શનથી શું થાય દેવ? સમુદ્રના રત્નના પ્રમાણે, સૂર્યના કિરણના પ્રમાણે તમારી કીર્તિકથાનો અંત નથી.

પશ્ચિમના કવિના કાવ્યમાં પણ કાવ્યમાં દાર્શનિકતાની ખોટ નથી, પણ કાલિદાસના કાવ્યના જેવું કયાં પણ આવું સરસ સૌન્દર્યથી ભરેલું છે? ડ્રાઇડન પોપ વગેરે બીજી પંક્તિના કવિની વાત કાઢીશું નહિ–તેઓના કાવ્યનો વાકછટા તથા ભાવછટાનો એકમાત્ર આશ્રય છે. પણ મિલ્ટન, વર્ડસર્થ, ટેનિસન વગેરેની સાથે તુલના કર્યાથી આ વાત સિદ્ધ થશે. મિલ્ટનના સ્વર્ગચ્યુતિ કાવ્યમાં ઘણુંક દાર્શનિકતા છે. એક નમુનો જુઓ–

So will fall<br>
Man and his faithless progeny: whose fault<br>
Whose but his own? Ingrate, he had of me<br>
All that he could have; I made him, just and right<br>
Sufficient to have stood, tho' free to fall,<br>
Not free, what proof could they have given sincere<br>
Of true allegiance, constant faith or love<br>
Where what they needs must do appeared,<br>
Not what they would? What praise could they receive?<br>
What pleasure I from such obedience paid!<br>
When will and reason, reason also is choice<br>
Useless and vain, of freedom both despeiled<br>
Made passive both, had rerved necessity,<br>
Not me? they therefore us to right belonged<br>
So were created, nor can justly accuse<br>
There maker or their making or their face<br>
As if predestination overruled<br>
Their will, disposed by absolule decree

Or high foreknowledge. They themselves decreed
Their own revolt, nor I, if I foreknow
Fore knowledge had no influence on their fault
Which had no less proved certain foreknown.

ઇત્યાદિ ઇત્યાદિ.

આ શું કાવ્ય છે કે ત્રીજી પંક્તિનો યુક્તિવાદ છે. કાલિદાસની સાથે આ ભાગની તુલના કર્યાથી મિલ્ટન હીનપ્રભ થઇ પડે છે. મિલ્ટનના સંબંધમાં જે લખવામાં આવ્યું છે તે ટેનિસનની સ્તુતિગીતિ ( In Memorium) ના સંબંધમાં તે લાગુ પડે છે. સ્તુતિગીતિ પહેલથી વાંચતાં કંટાળો આવે છે. ઠેકઠેકાણે સુંદર કવિતા છે ખરી; પણ ઘણી જગાએ નીરસ, અવિચિત્ર, કૃત્રિમતામય છે. લકસલિ હાલમાં ઠેકઠેકાણે સુંદર દર્શનિકતા છે, પણ તે કાલિદાસની સાથે તુલનામાં જેટલી જોઇએ તેટલી નથી.

અંગ્રેજી કાવ્યમાં જો ક્યાં પણ કાલિદાસની તુલના હોય, તો તે વર્ડસવર્થના કાવ્યમાં દાર્શનિકતામાં છે. તેની કવિતાનું એજ મોટું ઉપાદાન છે, તેની પ્રતિભાનો એજ મૂળ મંત્ર છે. જળમાં સ્થળમાં ચરાચરમાં જીવ તથા જડમાં તે વિશ્વમયી ચિન્મયી મહાશક્તિની વિચિત્ર લીલા જોતો હતો, તેની છાયાલોકથી તેનું કાવ્ય ઉદ્ભાસિત છે. એ હેન વર્ડસવર્થ પણ સુંદરતા સરસતાના અંશમાં કાલિદાસના તુલનીય નથી. તેના કાવ્યમાં પણ દર્શનની આલોચના ઠેક ઠેકાણે નીરસ અમધુર અસુંદર જોવામાં આવે છે. વર્ડસવર્થનો ભક્ત આરનલ્ડે પોતે કબૂલ કર્યું છે કે * વડસવર્થનું દર્શન વગર છાયાનું છે, કાયા શૂન્ય છાયા માત્ર છે

* His poetry is the reality; his philosophy, so far at least as it may put on the form, and habit of a scientific system of thought and the more that it put them on is the illusion * * They are a tissue of elevated but abstract verbiage, alien to the very nature of poetry. * * In Words

એના સંસ્પર્શથી ઘણીક જગાએ તેનું કાવ્ય કવિના હીન બાગાડંબરમાં આવ્યું છે. " વર્ડસવર્થના ઉપર વીણા પાણિ સર્વદા કૃપા દૃષ્ટિ કરતી નહોતી. જ્યારે પ્રતિભાનો પ્રકાશ તેના હૃદયમાંથી ચાલ્યો જતો હતો. ત્યારે તેના કાવ્ય નીરસ અમધુર અસુંદર થતા હતા. કાવ્યમાં દાર્શનિકતાની અવતારણાને લીધે આવું ઘણું કરીને થયું છે તેથી તેની દર્શન આલોચના કાલિદાસના બરાબર થશે નહિ એ ઘણું વિચિત્ર નથી.

અહિં સુધી બૌધ જગતની આલોચના કરી, હવે અધ્યાત્મ જગતના સૌન્દર્યનું વર્ણન કાલિદાસે કેવું કર્યું છે તેનું વર્ણન કરવામાં પ્રવૃત થઇએ છીએ.

અમે પહેલા દેખાડી ગયા છીએ કે જે જગત્ વિવેકના (Conscience) વિષયી ભૂત છે, તેજ અધ્યાત્મ જગત્ છે, આ વિવેકજ ધર્મેન્દ્રિય છે, એ નીતિજ્ઞાનનું સાધન છે; વિવેકથી આપણે ધર્માધર્મનો નિર્ણય કરીએ છીએ, પાપ પુણ્યનો નિશ્ચય કરીએ છીએ, ઉચિત અનુચિત કર્તવ્ય અકર્તવ્યનું તત્વ ઉપલબ્ધિ કરી છીએ. એટલા માટે જે જગત ધર્મેન્દ્રિય ગ્રાહ્ય છે, તેજ અધ્યાત્મ જગત્ છે.

અમે વળી એ પણ દેખાડી ગયા છીએ કે જે અધ્યાત્મ જગતમાં છે તે સુંદર નથી. દાનવ ઇયાગો, દાનવી રિગન અધ્યાત્મ જગતમાં છે, તે છતાં સુંદર નથી. અર્થાત અધ્યાત્મ જગતનો કેટલાક ભાગ જે ભાગ રૂપેન્દ્રિય ગ્રાહ્ય છે તેજ સુંદર છે...

આ અધ્યાત્મજગતનું સ્વરૂપ શું છે? જેમ શરીરનું જીવન શારીરિક શક્તિ છે અને પ્રાકૃતિક શક્તિનો નિત્યસંગ્રામ છે, તેમ અધ્યાત્મજીવન પણ પાપ તથા પુણ્યની સર્વદા લડાઇ છે. આ યુદ્ધમાં કોઇ વખત પાપ જય મેળવે છે; કોઇ વખતે પુણ્ય જયી થાય છે; પણ રણાંતમાં બેઉ

---

worth's case, the accident of inspiration, for so it may almost be called is of peculiar importance * * No poet when fails him is so left, weak as a breaking weave.

થાકી જાય છે. તથા જખમી થાય છે. એ એક જૂની વાત છે; હિંદુનું દેવાસુરનું આધ્યાત્મિક સંગ્રામ, પારસીનું અહુરમસદનું અને અહિરમાનનું ત્રિકાલવ્યાપી યુદ્ધ, ખ્રિસ્તીનું ઈશ્વર અને સેતાનની સ્વર્ગની લઢાઈ સર્વત્ર સર્વકાળે પુણ્યપાપથી મહારણ છે. જગત્ અયુક્ત રસનાથી એ વિવૃત કરે છે; આ રણ સૃષ્ટિની આદિથી પ્રલયના અંત સુધી ચાલેછે અને ચાલશે, ત્યારે સમજાયું કે અધ્યાત્મ જગતનુ સ્વરૂપ પરસ્પર વિરોધી પુણ્ય શક્તિ તથા પાપ શક્તિનું મહાસમર છે.

આ બે શક્તિની વળી કદી એકજ માનવના અન્તરાત્મામાં રહીને સંગ્રામ કરે છે. કદી જૂદા જૂદા જીવને આધાર કરીને રણના મુખમાં આગળ વધે છે. શેકસપિયરનું મ્યાકબેથ પ્રભુપરાયણ સાહસી વીરપુરુષે સેંકડો લઢાઈમાં વીરદંભથી તરવાર ચલાવીને પ્રભુ ભક્તિની ઓળખાણ આપી છે, પણ આજે તે દુરાકાંક્ષનો વાસ થયો, વૃદ્ધપ્રભુનું સંદેહમુંડ છેદન કરીને રાજમુકટ પોતાના માથા ઉપર પહેરવાની આજે તેની ઇચ્છા થઇ, પ્રભુભક્તિ તથા દુરાકાંક્ષાનું મોટું યુદ્ધ થવા માંડયું. દુરાકાંક્ષા મૂર્તિમતી થઇને પિશાચિની વેશથી આશાનો પ્રકાશ દેખાડીને તેને લલચાવ્યો; દુરાકાંક્ષા મૂર્તિમતી થઇને મ્યાકબેથ પત્નિ રૂપે પોરુષનું બહાનું દેખાડીને તેને ઉત્સાહિત કર્યો. દુર્બળ પ્રભુભક્તિ પ્રબળની પાસે પરાજીત થઇ, પાપનો જય થયો, પુણ્યનો પરાજય થયો. આ ઉદાહરણથી પુણ્યશક્તિ તથા પાપશક્તિ એકજ મનુષ્યના અંતર આત્મામાં રહેલી છે. વળી એક દૃષ્ટાંત જુઓ, ગનાહિલ તથા રિગન પિતાની કૃપાથી રાજરાણી થઇને, તે પિતાનેજ તુફાની અંધારી રાતે, અંધકાર વને રસ્તે હાંકી કાઢીને પિતૃપ્રેમનું પ્રતિદાન આપ્યું; વળી કરડિલિયા પિતાના શાસનથી દેશવટો લેઇને તે પિતાના મંદવાડમાં સેવા, નિરાશામાં સાંત્વના અને વિપદમાં પ્રાણપાત કરીને પિતૃદ્વેષનો બદલો આપ્યો, આ અને પેલુ તે પુણ્યપાપનું મહારણ છે. આ દૃષ્ટાંતથી પુણ્યશક્તિ તથા પાપશક્તિ એક માનવમાં ન રહેતાં જૂદા જૂદા જીવમાં આશ્રય કરી છે. આનું અધ્યાત્મ જગતમાં

સર્વત્ર છે. જ્યાં અધ્યાત્મજીવન છે, ત્યાં પાપપુણ્યનું મહારણ છે જેમ અં-ધકાર વિના પ્રકાશ રહી શકતો નથી, પ્રતિયોદ્ધાના શિવાય યોદ્ધો રહી શકતો નથી, તેમ પાપ શિવાય પુણ્ય રહી શકતું નથી.

વિચાર કરીને જુઓ, ઇયાગોના શિવાય ડેસડિમોનાનું ચરિત્ર (Othello) અસિદ્ધ થાય છે; કલડિયસના શિવાય હેમલેટ (Hamlet) ચરિત્ર અસિદ્ધ થાય છે, આઇકયામોના શિવાય ઇમોજન (Cymbeline) નું ચરિત્ર અસિદ્ધ થાય છે; મિફિસટોરિલિસના શિવાય ફાઉસ્ટ (Goethes Faust)નું ચરિત્ર અસિદ્ધ થાય છે. અર્થાત્ પાપના શિવાય પુણ્ય અ-સિદ્ધ થાય છે, તે વાસ્તે પુણ્યની વાત કહેવા જતાં પાપની વાત કાઢવી જોઇએ. પુણ્યનું ચિત્ર આંકવામાં આવે તો પાપનાં ચિત્રની અવતારણા કરવી જોઇએ. કવિના કાવ્યની આલોચનાથી અમે આ સિદ્ધાંતમાં આ-વ્યા છીએ. પણ પુણ્ય સુંદર, પાપ અસુંદર છે; પાપનું ચિત્ર કદરૂપુ, પુણ્યનું ચિત્ર સૌન્દર્યમય છે. ઇયાગો કદરૂપો છે, ડેસડિમોના સુંદર છે; કલડિયસ કદરૂપો છે, હેમલેટ સુંદર છે; આઇકામો કદરૂપો, ઇમાજન સુંદર છે; મિફિસટફિલિસ કુત્સિર છે, ફાઉસર સુંદર છે! એ વાસ્તે અમે જોઇએ છીએ કે શેકસપિયર ગેટે વગેરે જેઓએ અધ્યાત્મ–જગત્‌ની છબી આંકી છે, તેઓના કાવ્યમાં સુંદર તથા અસુંદરનો પાસે પાસે સંબંધ છે, કદ-રૂપુ તથા સૌન્દર્ય પરસ્પર મળી ગયું છે, કેમકે પાપ તથા પુણ્ય મળીને અધ્યાત્મ–જગત્ છે; એકનું અસ્તિત્વ કલ્પના કરવા જતાં બીજાનું અસિતત્વ ધારણ કરવું જોઇએ, તે છતાં પુણ્ય સુંદર, પાપ અસુંદર છે.

પરંતુ જે સૌન્દર્યનો કવિ છે, નિરંતર સૌન્દર્ય જેના કાવ્યનું ઉપા-દાન છે, ખરાબ કુત્સિત અસુંદર જેના કાવ્યમાં જગા મળી શકતી નથી, તેનું અધ્યાત્મ જગતનું ચિત્ર કેવું થશે? અધ્યાત્મ જીવન ચિત્રિત કરવા જતાં અસુંદર અને સુદર, કદરૂપુ તથા સૌન્દર્ય બેઉનો સમાવેશ જોઇ-એ. આપણે અનુમાન કરી શકીએ છીએ કે તેનું અધ્યાત્મ જગતનું ચિત્ર પૂર્ણાવયવ થશે નહિ; તે સુંદરનો કવિ છે, અસુંદર ક્યાંથી મેળવશે?

પુણ્ય સુંદર છે ખરૂ, પણ એ અસુંદર પાપના સૌબતીના વિના રહી શક્તું નથી. જુઓ, સમુદ્રના ફીણ કેવા સફેદ, કેવા નિર્મળ છે, પણ એ તરંગે તરંગે ભારે વિલોડનથી ઉત્પન્ન થાય છે, તેમ પુણ્ય પણ છે. કાલિદાસના કાવ્યની આલોચના કર્યાથી આ અનુમાન પ્રમાણિત થાય છે. શેક્સપિયર ગેટે વગેરેના કાવ્યમાં જેમ અધ્યાત્મ જગતની ઉજવળ તસંબીર મેળવીએ છીએ, તેવી કાલિદાસમાં મેળવી શકતા નથી; કારણ કે તે સૌન્દર્યનો કવિ છે, અસુંદરનો સમાવેશ નહિ થયાથી અધ્યાત્મ જગત્ સિદ્ધ થતું નથી. કાલિદાસના કાવ્યમાં ઇયાગો, કલડિયસ, આઇકામો અથવા મિફિસટફિલસની જગા થશે નહિ; તોપણ ડેસડિમોના, હેમલેટ, ઇમોજેન ફાઉસ્ટની સંભાવ શી રીતે થાય. આવું અઘટન ઘટન, પ્રકૃતિના વિપર્યે શી રીતે થઇ શકે?

ત્યારે શું કાલિદાસમાં અધ્યાત્મ જગતનું મૂળમાંજ ચિત્ર નથી? તે કેમ? છે, તો પણ તે જૂદી રીતનું છે.

અમે આગળ અધ્યાત્મ જીવનના જેટલા ઉદાહરણ આપી ગયા છીએ. તેના બધા વિરોધી પુણ્યશક્તિ તથા પાપશક્તિની લઢાઇની રમતના દૃષ્ટાંત છે. બે શક્તિ કયાં એક માણસમાં હોય છે; અને કયાં જૂદા જૂદા જીવને આશ્રમ કરીને રહેલી હોય છે. પણ એવા પણ માણસ જેવામાં આવ્યા છે કે જેઓનું અધ્યાત્મ જીવન સ્વભાવજાત, સ્વતઃ સિદ્ધ, પુણ્યશક્તિ તથા પાપશક્તિના સંગ્રામ સિદ્ધ નથી, દુષ્મંત ક્ષત્રિય રાજા, ચિત્તસંયમમા તેનો અભ્યાસ છે. નદીના પાણીમાં સ્રોત જેમ સ્વભાવ સિદ્ધ છે તેમ તેનો ચિત્ત સંયમ સ્વભાવિક છે. દુષ્મંતને શકુન્તલાનું દર્શન થયું, બેઉએ એક એકને આત્મસમર્પણ કર્યા, પણ મિલન થયું નહિ. શકુન્તલા વિરહ જ્વાળાથી બળીને નલિની–પત્ર શય્યામાં સૂતી, દુષ્મંત ચંદ્રકિરણથી વિદગ્ધ થઇને અનલપૂર્ણ લાંબા શ્વાસ નાખવા લાગ્યો. ઘણીક યાતના પછી મેળાપ થયો. પણ મિલનનું સુખાસ્વાદનું શ્રતાંજ ગુરૂજનના આવવાથી શકુન્તલા અન્તર્હિત થઇ; દુષ્મંત નિરાશ

થઇને તેના પદ્મમુખ, લાલહોઠ તથા આંખનો વિચાર કરવા લાગ્યો. તેની તે વેળાએ ચિત્તની અવસ્થા કેવી હતી? એકાએક રાક્ષસના ત્રાસથી તાપસોનો આર્ત્તસ્વર સંભળાયો. વિરહ વિષાદ, વિકલ્પ ક્યાં છુપાયા; દુષ્મંત વીરદર્પથી ભયાર્ત્તને છોડાવવાને આગળ પડયો.

આ ચિત્ત સંયમ, એ આધ્યાત્મિક જગતનો ઉત્કૃષ્ટ પદાર્થ છે, એ અધ્યાત્મ જીવનનું શ્રેષ્ઠ ઉપાદાન અતિ હૃદયગ્રાહી, સૌન્દર્યમય છે, પણ પાપ પ્રવૃતિની સાથે સંઘર્ષજાત નથી, એ સ્વભાવજ, સ્વતઃસિદ્ધઃ છે, એવું બીજી જગાએ છે, જ્યારે આપણે કાલિદાસમાં કાંઈ સુંદર ઉત્કૃષ્ટ અધ્યાત્મતાની જોડે મેળાપ કરીએ છીએ, ત્યારે જોઇએ છીએ કે તે અપકૃષ્ટ અસુંદર પાપશક્તિની સાથેની લઢાઇનું ફળ નથી. તે સુંદરનો કવિ છે, અસુંદરની જગા તેના કાવ્યમાં કેમ થાય? આ વિરોધી બે શક્તિ એક માનવાત્મમાં છે એ સંબંધી થયું. ભિન્ન ભિન્ન જીવાત્માને આધાર કરીને પુણ્ય તથા પાપશક્તિની લઢાઇની વાર્ત્તા કાલિદાસે ક્યાં પણ લખી નથી, કારણકે તે વિવરણમાં પુણ્યશક્તિની જોડે પાપશક્તિની મદદ જરૂર લેવી પડે છે, પાપશક્તિ અસુંદર છે; અસુંદરનું વર્ણન શા માટે આપણે કાલિદાસમાં મેળવીએ? એનું એક મોટું પ્રમાણ આપીએ છીએ. રામચંદ્રના અલૌકિક ચરિત્રથી કાલિદાસ ખચીત આકૃષ્ટ થયો હતો. એવું સુંદર ચરિત્ર બીજા કિયા દેશમાં છે? થંડુ પાણી જમીને જેમ શીતળતા–ઘન તુષાર થાય છે, તેમ અધ્યાત્મતા–ઘન રામચરિત્ર છે, આધ્યત્મિકતામય છે! નદીની રેલનું કાદવવાળું પાણી જેમ નભઃસ્પર્શી ગિરિ ચૂડાને સ્પર્શ કરી શકતું નથી, તેમ જગતની પાપશક્તિ એ મહા પુરુષને સ્પર્શ કરી શકતી નથી. તેથી આ સુંદર ચરિત્રના વર્ણનમાં કાલિદાસે રઘુવંશના છ સર્ગ નિયોજિત કર્યા છે. તાડકા વધથી આરંભ કરીને હરધનુઃભંગ ભાર્ગવ વિજય, વનવાસ, રાવણવધ, સીતા–ઉદ્ધાર, મૈથલી–વિસર્જન, પુણ્યાશ્વમેધ, લક્ષ્મણ વર્જન વગેરે બધા લીલાનું સુંદર વર્ણન છે. પરંતુ કૈકેયીની ઈર્ષ્યારૂપ જે પાપશક્તિનો પાયો કરીને રામ-

ચરિત્ર ગઠિત છે, જેના વર્ણનમાં વાલ્મીકિએ ઘણા અધ્યાય નિયોજિત કર્યા છે, તેનો ફક્ત ઉલ્લેખના શિવાય બીજું કંઇ નથી, કેમકે તે પાપશક્તિ અસુંદર છે.

પરંતુ આ પાપશક્તિને બાદ કર્યાથી કેટલું વર્ણનીય રહે છે? કહ્યું હતું કે આ પાપશક્તિ અને પુણ્ય શક્તિનો નિત્ય સંગ્રામજ અધ્યાત્મ જગતનું સ્વરૂપ છે. ટુકામાં તેજ થયું છે. બહિર, અંતર અને બૌદ્ધ જગતનું સૌન્દર્ય જેવું સૈકતની રેતીના પ્રમાણે છે; સમુદ્રના તરંગના પ્રમાણે રાશિ રાશિ અગણિત થઇને કાલિદાસના કાવ્યમાં પસરી રહ્યા છે, તેવું અધ્યાત્મ જગત્નું સૌન્દર્ય નથી તે છતાં જે છે તે અતીવ મધુર તથા મર્મસ્પર્શી છે. એક દૃષ્ટાંત જુઓ. અપુત્રક દિલીપ રાજા પુત્ર કામનાથી વશિષ્ટાશ્રમમાં ગયો. ઋષિએ ધ્યાન યોગથી જાણ્યું કે ગોરાણી સુરભિનો શ્રાપજ રાજાના પુત્ર લાભના અંતરાશય થયો છે તે જાણીને શાપ દૂર કરવા માટે આશ્રમધેનુ સુરભિવત્સા નન્દિનીની સેવામાં દિલીપને નિયુક્ત કર્યો. ધનુર્ધારી રાજા છાયાના પ્રમાણ વને વને નન્દિનીનુ અનુસરણ કરવા લાગ્યો, દાવાનળ બળીને હોલવાતો, વૃષ્ટિ થઇને શાંત થતી; અરૂણ ઉષા, લોહિત સંધ્યામાં આવતો, પણ રાજા નન્દિનીની સેવાથી વિરત થતો નહોતો. આવી રીતે ઘણા દિવસ ચાલ્યા ગયા. એક દહાડો નન્દિનીએ સ્વેચ્છા સુખથી ફરીને તૃણાચ્છન્ન હિમાલય ગહ્વરમાં પ્રવેશ કર્યો. રાજા એકાગ્ર ચિત્તથી વન શોભા જોતો જોતો સાથે ચાલ્યો. એકદમ નન્દિનીના કરુણ ચીત્કારથી ગિરિગુહા પ્રતિધ્વનિત થઇ. દિલીપે તાકીને જોયું—ભીષણસિંહ નન્દિનીને આકર્ષણ કરે છે. રાજા ધનુને તીર લગાડવા ગયો, હાથ અવશ થયા; રોષથી ક્ષોભથી સ્તંભિત થઇ રહ્યો સિંહે માણસના અવાજથી કહ્યું, "મહારાજ! શા માટે ફોકટ શ્રમ લ્યોછો. હું દેવસિંહ છું. માણસના હથિયારથી મારૂં શું થનારૂં છે? આજે નસીબથી ઘણું ખાવાનું મળ્યું છે, એટલા માટે ધનુષ્ય છે, તે મને આપીને ચાલ્યા જાઓ." શરણાગત વત્સલ રાજા પોતાના શરીરને બદલે

નન્દિનીને છોડવાને અરજ કરી. સિંહ હસીને બોલ્યો, "મહારાજ ! તમારી આ કેવી બુદ્ધિ ! સમૃદ્ધ રાજ્ય, ધરાનુ ઇન્દ્રત્વ, નવીન યૌવન, આ બધા ઉપર પાણી મૂકો છો ? તમે જીવશો તો કરોડો પ્રજાનું મંગળ થશે, તુચ્છ ગો–જીવનમાં ફળ શું છે ? કોણ સાંભળે? દિલીપ ક્ષત્રિય રાજા હતો, વિપત્તિહર, જડદેહ બળિ આપીને શરણાગત રક્ષણમાં તૈયાર થયો. સસાગરા પૃથ્વીનું એકેશ્વર ભોગલાલિત નવીન રાજદેહથી અકિંચિત્ માંસ પિંડના પ્રમાણે સિંહના ગ્રાસમાં આપ્યું. સિંહ ઉત્કટ ઉછળવાને તૈયાર થયો એકદમ ઇન્દ્રજાળ જતી રહી. માયાસિંહ, માયા વન બધું અન્તર્હિત થયું; ફક્ત દિલીપ રાજા અને દેવધનુ નન્દિની છે, દેવ બાળાઓ પુષ્પ વૃષ્ટિ કરવા લાગી.

અધ્યાત્મ જગતનું આ ચિત્ર અતિ સુંદર છે, પરંતુ એના કરતાં બીજું એક સુંદર ચિત્ર કાલિદાસના કાવ્યમાંથી આપીએ છીએ, તે ચિત્ર આ છે.–પતિને માટે સીતાએ કેટલું કષ્ટ ભોગવ્યું હતું, તે કોઇને કહેવું પડે એમ નથી. આખરે જ્યારે પરીક્ષાના પછી પરીક્ષાને માટે સીતાને રામચંદ્રની તે પ્રજામંડળી પરિવેષ્ઠિત મોટી સભામાં આણવામાં આવી, તે વેળાએ સીતાના મોંએ એક પણ શબ્દ નહોતો. ક્રોધનો ક્ષોભનો અથવા અભિમાનનો શબ્દ માત્ર નહોતો. તે વેળાએ સીતાનું–

**काषा परिवीतेन स्वपदार्पित चक्षुषा ।**
**अन्वमीयत शुद्धेति शांतेन वपुषैव स ॥**

લાલ વસ્ત્રથી તેનું શરીર આચ્છાદિત, પોતાના પગમાં દૃષ્ટિ હતી, તે જે પવિત્ર સ્વભાવની છે, તે તેની તે શાંત મૂર્ત્તિથીજ પ્રકાશ પામવા લાગી.

તેની શાંત મૂર્ત્તિ જોઇને હાજર થયલી પ્રજામંડળી પોતે ફેલાવેલી નિંદા યાદ કરીને શરમથી માથા નીચે ઘાલ્યા.

મહર્ષિ વાલ્મીકિએ પ્રજાના સંદેહ દૂર કરવાને દેવીને કહ્યું. કામજતામથી કાલિની હવે કેટલું સહન કરશે ? દેવીએ કહ્યું, "હું જો કાયમનોવાક્યથી પતિથી વિયસિત ન થઇ નહિ હોય. તો દેવિ વિશ્વં-

ભરા મને અન્તર્હિત કરો !" પૃથ્વી વિદીર્ણ થઇ ગઇ, અંદરથી વિદ્યુત્ પ્રભા ઉચ્છળ્યો. તે પ્રભારાશિમાં એક અપૂર્વ સિંહાસનના વસુંધરા પોતે બેસીને આવી. દેવી વસુંધરા દુઃખિની સીતાને ખોળામાં લઇને અન્તર્હિત થાય છે. ત્યારે સીતા શું કરે છે ?

**सा सीतामंकमा रोप्य भर्तृप्राणे हितेक्षणां ।**
**भामेति व्याहरत्येव तास्मिन पातालमभ्यगात् ॥**

તે વેળાએ પણ સીતાની બે આંખ પતિના ઉપર સ્થિરકૃત વસુંધરાએ સીતાને ખોળામાં લીધી, અને રામ ના ના કહેતાં ન કહેતાંમાં રસાતલમાં પ્રવેશ કર્યો.

તે વેળાએ સીતાની બેઉ આંખ પતિના ઉપર સ્થિરકૃત છે. કહો જોઇએ, આવું ચિત્ર, પતિભક્તિનો આવો ભાવ આપણા કોના મનમાં છે? અમારા કોઇના પણ મનમાં નથી; જગતના બીજા દેશના બીજા કવિની કલ્પનામાં કદી હતો કે નહિ તે સંદેહ છે. વાસ્તવિક આ આધ્યાત્મિક ચિત્રનું સૌન્દર્ય અતુલનીય છે. અન્યાયનું આવું મધુર પ્રતિદાન, જુલમનો આવો લલિત પ્રતિશોધ, જગતના બીજા કોઇ કાવ્યમાં નથી.

અમે યથાક્રમે બહિર્જગત્, અન્તર્જગત્, બાહ્યજગત્ અને અધ્યાત્મ જગતની આલોચના કરી છે; વળી આલોચનાના ફળમાં જોયું છે કે ખરેખર આ ચાર જગતે પોતપોતાના આવરણ વસન છોડીને કાલિદાસની સાથે પોતાનું નગ્ન સૌન્દર્ય પ્રકટિત કરીને શોભિત થાય છે, ખરેખર સુંદર સેંકડો મૂર્ત્તિ ધારણા કરીને તેના કાવ્ય પ્રકાશ કરે છે. એટલા માટે કાલિદાસ સૌન્દર્યનો કવિ છે, તેની પ્રતિભાનું મૂળતત્વ અમાનુષી સૌન્દર્ય દૃષ્ટિ છે.

---

## કાલિદાસ અને શેકસપિયર કેવી જાતના કવિયો છે?

કાલિદાસ સુનિપુણ ચિત્રકર છે, રંગ ફેલાવવામાં તે અદ્વિતીય છે, શેડ આપવાની શક્તિ પણ ઘણી છે, સર્વ કરતાં તેની બહાદુરી સજાવટ

નન્દિનીને છોડવાને અરજ કરી. સિંહ હસીને બોલ્યો, "મહારાજ ! તમારી આ કેવી બુદ્ધિ ! સમૃદ્ધ રાજ્ય, ધરાનુ ઇન્દ્રત્વ, નવીન યૌવન, આ બધા ઉપર પાણી મૂકો છો ? તમે જીવશો તો કરોડો પ્રજાનું મંગળ થશે, તુચ્છ ગો–જીવનમાં ફળ શું છે ? કોણ સાંભળે ? વિલીપ ક્ષત્રિય રાજા હતો, વિપત્તિહર, જડદેહ બળિ આપીને શરણાગત રક્ષણમાં તૈયાર થયો. સસાગરા પૃથ્વીનું એકેશ્વર ભોગલાલિત નવીન રાજદેહથી અકિંચિત્ માંસ પિંડના પ્રમાણે સિંહના ગ્રાસમાં આપ્યું. સિંહ ઉત્કટ ઉછળવાને તૈયાર થયો એકદમ ઇન્દ્રજાળ જતી રહી. માયાસિંહ, માયા વન બધું અન્તર્હિત થયું; ફક્ત વિલીપ રાજા અને દેવધનુ નન્દિની છે, દેવ બાળાઓ પુષ્પ વૃષ્ટિ કરવા લાગી.

અધ્યાત્મ જગતનું આ ચિત્ર અતિ સુંદર છે, પરંતુ એના કરતાં બીજું એક સુંદર ચિત્ર કાલિદાસના કાવ્યમાંથી આપીએ છીએ, તે ચિત્ર આ છે.–પતિને માટે સીતાએ કેટલું કષ્ટ ભોગવ્યું હતું, તે કોઇને કહેવું પડે એમ નથી. આખરે જ્યારે પરીક્ષાના પછી પરીક્ષાને માટે સીતાને રામચંદ્રની તે પ્રજામંડળી પરિવેષ્ઠિત મોટી સભામાં આણવામાં આવી, તે વેળાએ સીતાના મોંએ એક પણ શબ્દ નહોતો. ક્રોધનો ક્ષોભનો અથવા અભિમાનનો શબ્દ માત્ર નહોતો. તે વેળાએ સીતાનું–

**काषा परिवीतेन स्वपदार्पित चक्षुषा ।**
**अन्वमीयत शुद्धेति शांतेन वपुषैव स ॥**

લાલ વસ્ત્રથી તેનું શરીર આચ્છાદિત, પોતાના પગમાં દૃષ્ટિ હતી, તે જે પવિત્ર સ્વભાવની છે, તે તેની તે શાંત મૂર્ત્તિથીજ પ્રકાશ પામવા લાગી.

તેની શાંત મૂર્ત્તિ જોઇને હાજર થયલી પ્રજામંડળી પોતે ફેલાવેલી નિંદા યાદ કરીને શરમથી માથા નીચે ઘાલ્યા.

મહર્ષિ વાલ્મીકિએ પ્રજાના સંદેહ દૂર કરવાને દેવીને કહ્યું. કામળતામયી કાલિની હવે કેટલું સહન કરશે ? દેવીએ કહ્યું, " હું જો કાયમનોવાકયથી પતિથી વિચલિત ન થઇ નહિ હોય. તો દેવિ વિશ્વં-

ભરા મને અન્તર્હિત કરો !" પૃથ્વી વિદીર્ણ થઇ ગઇ, અંદરથી વિદ્યુત્ પ્રભા ઉછળ્યો. તે પ્રભારાશિમાં એક અપૂર્વ સિંહાસનના વસંધરા પોતે બેસીને આવી. દેવી વસુંધરા દુઃખિની સીતાને ખોળામાં લઇને અન્તર્હિત થાય છે. ત્યારે સીતા શું કરે છે?

**सा सीतामंकमा रोप्य भर्तृप्राणे हितेक्षणां।**
**भामेति व्याहरत्येव तास्मिन पातालमभ्यगात् ॥**

તે વેળાએ પણ સીતાની બે આંખ પતિના ઉપર સ્થિરકૃત વસુંધરાએ સીતાને ખોળામાં લીધી, અને રામ ના ના કહેતાં ન કહેતાંમાં રસાતલમાં પ્રવેશ કર્યો.

તે વેળાએ સીતાની બેઉ આંખ પતિના ઉપર સ્થિરકૃત છે. કહો જોઇએ, આવું ચિત્ર, પતિભક્તિનો આવો ભાવ આપણા કોના મનમાં છે? અમારા કોઇના પણ મનમાં નથી; જગતના બીજા દેશના બીજા કવિની કલ્પનામાં કદી હતો કે નહિ તે સંદેહ છે. વાસ્તવિક આ આધ્યાત્મિક ચિત્રનું સૌન્દર્ય અતુલનીય છે. અન્યાયનું આવું મધુર પ્રતિદાન, જુલમનો આવો લલિત પ્રતિશોધ, જગતના બીજા કોઇ કાવ્યમાં નથી.

અમે યથાક્રમે બહિર્જગત્, અન્તર્જગત્, બાહ્યજગત્ અને અધ્યાત્મ જગતની આલોચના કરી છે; વળી આલોચનાના ફળમાં જોયું છે કે ખરેખર આ ચાર જગતે પોતપોતાના આવરણ વસન છોડીને કાલિદાસની સાથે પોતાનું નગ્ન સૌન્દર્ય પ્રકટિત કરીને શોભિત થાય છે, ખરેખર સુંદર સેંકડો મૂર્તિ ધારણા કરીને તેના કાવ્ય પ્રકાશ કરે છે. એટલા માટે કાલિદાસ સૌન્દર્યનો કવિ છે, તેની પ્રતિભાનું મૂળતત્વ અમાનુષી સૌન્દર્ય દૃષ્ટિ છે.

---

## કાલિદાસ અને શેકસપિયર કેવી જાતના કવિયો છે?

કાલિદાસ સુનિપુણ ચિત્રકર છે, રંગ ફેલાવવામાં તે અદ્વિતીય છે, શેડ આપવાની શક્તિ પણ ઘણી છે, સર્વ કરતાં તેની બહાદુરી સજાવટ

કરવામાં તથા વીણી લેવામાં છે. કેઇ કેઇ વસ્તુ વીણી લેવી જોઇએ અને કેવી રીતે તે ગોઠવવી જોઇએ અને તે સર્વ સારી રીતે ખીલશે એ સમજવામાં તેનાં જેવો ઉસ્તાદ મળવો કઠણ છે. તે ચિત્રકરની આંખે જગત જોતો હતો અને કવિની કલમથી લખતો હતો. કુદરતમાં જે કંઇ છે તે સર્વ સુન્દર છે અથવા લખવાનાં ચાતુર્યમાં સર્વ સુન્દર કરી મૂકીશ એ ભાવ તેના મનમાં કદી પણ ઉદય થયો નહિ હશે, સ્વભાવ એટલે કુદરતીની શોભા કોને કહે છે તે તે જાણતો હતો, ઓળખતો હતો અને સર્વ વીણી લેતો હતો, તેમજ ગોઠવવામાં ઘણોજ કુશળ હતો.

શેક્સપિયરે બહારની દુનિયામાં હાથ નાંખ્યો નથી, તે બહારની દુનિયાને ઘણું વજન આપતો નહોતો. મનુષ્યના હૃદય ઉપર તેનું સર્વ પ્રકારે આધિપત્ય હતું. જેમ અન્તર્જગત ઉપર તેની સર્વ પ્રકારની માલકી હતી, તેમ કાલિદાસનો બહારના જગત ઉપર સર્વ પ્રકારનો અધિકાર હતો. જો શેક્સપિયર એક સૌર જગતનો સૂર્ય સ્વરૂપ થાય તો કાલિદાસ બીજા એક સૌર જગતનો સૂર્ય શિવાય બીજો કંઇ પણ થશે નહિ. ખરૂં છે કે દિગન્તવ્યાપિની, દિગન્ત અતિક્રમકારી શેક્સપિયરની કલ્પનાની સામે રૂદ્રરસ, ભયાનક રસ, અદ્‌ભુત રસ, મનુષ્ય પ્રકૃતિના સુન્દર અને કુત્સિત, કોમળ તથા કઠોર ભાવ નખાંગ્રની પેઠે જણાય છે. દર્પણના સરખી આંખની સામે ખડા રહે છે. અદ્યપિ અમે કાલિદાસના વિષય તેમ કહી શકતા નથી તોપણ આટલું કહ્યા શિવાય રહી શકતા નથી કે કાલિદાસની સ્વર્ગ મર્ત્ય વ્યાપિની, મહત્ કલ્પના સુન્દર તથા ચમત્કાર રસથી એટલી બધી પરિપ્લુત રહેતી, એટલી બધી નિમગ્ન થવા ચહાતી કે કાલિદાસ ભયાનક વસ્તુમાંથી પણ—અદ્‌ભુત વસ્તુમાંથી પણ સુન્દર ભાવ વીણીને કલ્પનાથી અપૂર્વ સુન્દરતમ કુસુમમાં સજાવવા ચહાતો હતો. સૌન્દર્યજ તેની કલ્પનાની હદ હતી. કાલિદાસ સૌન્દર્ય જગતનો રાજા હતો. લજ્જાશીલ શકુન્તલા, છલનામયી ઉર્વશી, તપસ્વિની પાર્વતીજ તેજ કલ્પનાના સરસ

ઉદાહરણો છે. પ્રાચીન કાલમાં શુભ કર્મ અને દેવતાઓની યાત્રાની વખતે નાટક ભજવી દેખાડતા હતા તેથી તે સમયે રૌદ્રાદિ રસની અવતારણા કરવી ઠીક લાગશે નહિ એવા શંકા ભરેલા વિચારથી કાલિદાસ એ રસના અવતારણાથી કદાચ દૂર રહ્યો હશે. પરન્તુ કાલિદાસે જે કર્યું નથી તે વિષયની ચર્ચા કરવાથી કંઇ ફળ થશે નહિ–તે જે કરી ગયો છે તેનુંજ વિવેચન કરવું યોગ્ય લાગે છે. શેકસપિયરની કલ્પના પ્રકૃતિ સમુદ્રના જેવી વિસ્તૃત અને ઉંડી છે. પરન્તુ અદ્યપિ પ્રભાત શિશિરના જેવી એપ્રિસિયાથી લઇને ઝટિકા અર્થાત્ તોફાનના જેવી કાથરિણ સુધી, સર્વ ત્યાગી ટાઇમનથી લઇને સર્વ ગ્રાસી કુબ્જ રિચર્ડ સુધી સર્વે તેને તાબે છે. વિલાસવતી ક્લિયોપટ્રા અને સતી સાવિત્રી ડિસડિમોના, નિશાચરી લેડી મ્યાકબેથ અને ફૂલ વિહારિણી પરડિટા સર્વે તે આકાશ પાતાલ ભેદકારી કલ્પનાને તાબે છે. ગમે તો એરિલ હોય કે ગમે તો પક હોય, ગમે તો ડાકણનું ટોળું હોય કે ગમે તો સુરનારી મંડળ હોય, સર્વ તે વિશ્વ અતિક્રમકારિણી કલ્પનાના નિયમાધીન–શાસનાધીન–આજ્ઞાધીન છે. પરન્તુ સૌન્દર્ય સૃષ્ટિના સૂક્ષ્મતામાં કાલિદાસે કેટલાક વિષયમાં તે અદ્વિતીય શેકસપિયરનો પણ પરાજય કર્યો છે, એમ કહેવામાં અમે કોઇપણ રીતે કુંઠિત થઇશું નહિ. શેકસપિયર એક નન્દનકાનના બનાવવામાં ઘણીજ નિપુણતા દેખાડી શકે છે ખરો, પરન્તુ તે નન્દન કાનનનાં પ્રત્યેક ફૂલમાં, પ્રત્યેક ફૂલની પ્રત્યેક પાંખડીમાં પ્રત્યેક પાંખડીની પ્રત્યેક શિરામાં કેટલું મુગ્ધકર સૌન્દર્ય રહેલું છે તે કાલિદાસના શિવાય પૃથ્વીપરના બીજા કોઇ કવિ દેખાડી શક્યો નથી. તે સૌન્દર્યનું નિગૂઢતત્વ અનુભવવું એ કંઇ જેવી તેવી વાત નથી. જે રમણીય ઉપાદાનથી, જે પારિજાતના પરિમલથી, જે ઇન્દ્ર ધનુના રંગથી, જે કવિતાની કલ્પનાથી, જે કલ્પનાની જ્યોત્સ્નાથી શકુન્તલા સર્જિત થઇ છે, તે સહેલાઇથી કોણ સમજશે ? દ્વીપવાસિની મિરાનદા પણ તે શકુન્તલાની આગળ સૂર્યના પ્રકાશ આગળ દીવા સરખી છે, ચન્દ્રના પ્રકાશની આગળ આગીયા કીડાના

જેવી છે. કાલિદાસ અને શેકસપિયરની તુલના કરવા જતા એક ફ્રેન્ચ ગ્રન્થકર્ત્તાએ આવું લખ્યું છે—"

"માલમ પડે છે કે ભારતવર્ષના કવિએ પારિપાઠયમાં (Finesse), સૂક્ષ્મ તીક્ષ્ણ દર્શીતામાં તેના સામેવાળાનો પરાજય કર્યો છે, (સામાવાળા કવિયો) જેને પકડવા, અડકવા પામતા નથી, એવી વસ્તુને પકડીને તેણે (ભારતવર્ષના કવિયે) એક અતિ ગંભીર પ્રદેશમાંથી સત્યનો ઉદ્ધાર કર્યો છે, તે જેવી તેવી જગા નથી. તે સ્ત્રીનું હૃદય છે."[1]

અસુન્દર વસ્તુપર કાલિદાસની એવી તો વિતૃષ્ણા હતી કે તેના બધા ગ્રન્થોમાં કયાં પણ પાપનું વર્ણન અથવા વીભત્સ રસનું વર્ણન દીઠામાં આવતું નથી. પરન્તુ શેકસપિયરે પાપની છબિ પણ સર્વે કરતાં વધારે ઉજ્વલ રંગથી ચિતારેલી છે. અમે કાલિદાસમાં શ્મશાનનું વર્ણન જોતા નથી. નરકનું વર્ણન પણ જોતા નથી. મ્યાકબેથ પણ જોતા નથી, ઇયાગો પણ જોતા નથી. પરન્તુ શેકયપિયરની અદ્ભુત પાપની સૃષ્ટિ કાલિવાનની પ્રશંસા કર્યા શિવાય રહી શકતા નથી. કાલિદાસે હિમાલયનું વર્ણન કરતાં હિમાલયની પ્રકાંડતા દેખાડી, પ્રકાંડ વસ્તુના વર્ણનથી વાંચનારાઓના શરીર ઉપરના રૂવાટાં ઉભાં કર્યા એટલુંજ નહિ પણ હિમાલયમાં અપ્સરાઓની મતિ ભ્રમ દેખાડવા બેઠો, સૂર્યકિરણને વાંકા કરીને તળાવમાં પદ્મ ખીલાવવા બેઠો, બીજી ઘણીક સુન્દર વસ્તુઓ દેખાડીને હિમાલયને વિલાસકાનનના જેવો કરી દેખાડયો. કાલિદાસમાં આવી મોટી સૌન્દર્ય પ્રિયતા હોવાને લીધેજ તેની પુસ્તકાવલિમાં આટલું સુન્દર વર્ણન જોવામાં આવે છે. આટલા માટે તેણે કટમટ છન્દ સૂત્ર લખીને પણ પ્રિય વિશેષણપદ પ્રયોગ કરીને લલિત કરી મૂકયાં છે.

પૃથ્વીમાં વર્ણન કરવા જેવી વસ્તુઓ બે છે. અન્તર જગત–મનુષ્યનું મન, અને બહારનું જગત–નિર્મળ આકાશ, સુન્દર ફેલાયલું જં-

---

[1] Les Hersins de Kalidas at Les Heroines de Shakespearo per Mary Sumer ( Madame Foucoux ) Paris 1879 p. 117.

શલ, મેઘમાળાના જેવી દેખાતી પર્વતની હાર ઇત્યાદિ. કાલિદાસના પુસ્તકોપરથી જણાય છે કે આ એમાંથી જે કંઇ સુન્દર છે, તેમાં તેનો હાથ જણાય છે. મનુષ્ય જાતિમાં સુન્દર સ્ત્રીઓ છે, રમણીય હૃદયમાં પવિત્ર પ્રેમ પરમ સુન્દર છે, કાલિદાસે તે પ્રેમને નાના પ્રકારથી દેખાડવાનો યત્ન કર્યો છે. હૃદયની વિભિન્ન પ્રવૃત્તિમાં જે માણસના મનને ખેંચે છે તે સર્વે તેના પુસ્તકમાં જણાય છે. પિતા પુત્રને ખોળામાં લઇને ચુમ્બન કરે છે, પુત્ર વનમાં જશે એ સાંભળીને પિતા રૂવે છે, કન્યા સાસરે જશે તેથી વૃદ્ધ પિતા રૂવે છે. પ્રિયતમાના અકાલ મૃત્યુથી પતિ શોકમાં ગરકાવ થયો છે, સ્વામીના અકાલ મૃત્યુથી નવ વિધવા મોહપરાયણ થઇને પડેલી છે, પ્રિયના એકદમ વિરહથી પ્રિય ઉન્મત્ત થઇને ફરતો ફરેછે અને જેને રસ્તામાં જુવે છે તેને પ્રિયાની ખબર પૂછે છે, વેલ મોરને પ્રિય સમજીને આલિંગન કરે છે. આ સર્વ મનુષ્ય હૃદયના મોહિનીમયભાવ છે. આ ભાવનો ખરેખરો ઉસ્તાદ કાલિદાસ છે. પરન્તુ જ્યાં દશ પંદર એક મેકથી ઉલટા ભાવ એકદમ ઉદય થઇને અન્તરાકાશને અંધારામાં આણે, જ્યાં હૃદય ક્ષેત્રમાં લઢાઇ ચાલે, જ્યાં ભાવ સાથે ભાવ સબળ થવાનો યત્ન હોય, ત્યાં કાલિદાસ આવશે નહિ; ત્યાં શેકસપિયરના શિવાય બીજા કોઇની ગતિ નથી. એક તરફથી પાપની સ્મૃતિ અનુભવના બોઝાથી હૃદયને ભારવાળું કરે છે, અને તે વેળા એજ તે પાપને ઢાંકવાનો યત્ન કરે છે, તે વેળાએ તે ભાવ છુપાવવા માટે કાર્યમાં મત્ત થઇને તે કરતો નથી, એવું બહારનું ડોળ દેખાડે છે–આ સર્વ હૃદય વૃત્તિનીજ જટીલતા મનુષ્ય સ્વભાવની અસ્થિરતા આ બે વિરોધી ભાવને એકદમ વિકાશ કરવામાં શેકસપિયરના શિવાય બીજો કોઇ પણ સમર્થ થઇ શકતો નથી. શેકસપિયર મનુષ્ય ઉત્પન્ન કરી શકે છે. તમે જેઓ માણસ માગશો તેવો શેકસપિયર તૈયાર કરી આપશે. તમે શકુન્તલાના જેવી સરળ, મુગ્ધ હૃદયની, સામાજિક કુટિલતાથી અજાંણી બાળિકા ચાહશો તો મિરન્દા અને ડિસડિમોના તૈયાર છે, પાકા ઘર

ધણીધાણી. ઘરના કામ કાજ કરવામાં મજબુત ભાગે નહિ, મચકાય નહિ એવી સ્ત્રી ચાહતા હો તો તમારે માટે ડેમકુઇકલિ છે. પતિપરા યણા પતિરતા યુવતી ચાહો તો પોર્શીયા છે. જગતને મોહિત કરવા માટે માયા જાળ વિસ્તારીને બેઠેલી, તે જાળમાં જે પગ પગ મૂકે તેનું સર્વનાશ થાય એવી દુબુદ્ધિ શાળી ભૂવન મોહિની ચાહો તો કિલઓ-પેટ્રા છે દુરાકાંક્ષામાં જર્જરિત હૃદયની, લોકના ઉપર આધિપત્ય કરવાની મતલબથી પાષાણવત્ દૃઢ સંકલ્પની, પુરૂષને પાપમાં મોકલનારી રાક્ષસરૂપી, પાપી જોવા ઇચ્છતા હોતો લેડી મ્યાકબેથ છે. આવી રીતે શેકસપિયર બધી જાતના સ્વભાવના માણસ કરે છે એટલુંજ નહિ પણ જે પાષાણ હૃદયની મ્યાકબેથ રાજ મેળવવા માટે પોતાના ખોળામાં દુધ પીતા પોતાના છોકરાને મારવાને પણ દુઃખિત થતી નથી તે પણ સ્ત્રી છે. રાજાનું મુખ પોતાના પિતાના જેવુ મુખ જોયાથી પોતાને હાથે રાજહત્યા કરી શકે છે.

કાલિદાસ આવી રીતે મનુષ્ય ઉત્પન્ન કરવામાં અશક્ત છે, તે મનુષ્ય હૃદયના સુન્દર ભાવ દેખાડી શકે છે. તેણે કણ્વ મુનિને શકુન્તલાની જવાની વેળાએ પિતાનું રોવું ઘણુંજ સુન્દર દેખાય છે. તે દેખાડીને તરત કણ્વમુનિને 'ડિસમિસ' કર્યો. કાલિદાસ તેને એકદમ છુપાવી મૂકયો. તેને ત્યારપછી બહાર કાઢયો નહિ. શકુન્તલાનું ચિત્ર પરમ સુન્દર છે એટલા માટેજ આથથી ઇતિ સુધી શકુન્તલા ચરિત્ર આપણે જોઇશું. એવી મુગ્ધ બાલિકાનો પ્રથમ પ્રેમ સુન્દર છે. તે પ્રેમની ખાતર ભારે કષ્ટ થવા છતાં પણ પિતામાતા સમદુઃખ સમસુખી ચિરલાલિત હરણના બચ્ચાં ચિરવૃદ્ધિત નવમાળિકા લતા ત્યાગ કરીને જેવું સુંદર છે. રાજા પ્રત્યાખ્યાન કર્યાથી તેને મૂઢ છોકરીના પ્રમાણે છુપાવવાનો યત્ન એ સુંદર છે. તે વખતે જરા ગુસ્સો (એ ગુસ્સામાં બહારનું કંઇ નથી) સુંદર છે. આટલી અપમાનના પછી નિશ્ચય મિલનની આશા સુંદર છે. કાશ્યપ તપોવનમાં જોતાંજ બધા અપરાધ ક્ષમા કરીને એકીવાર પામર પ્રાણીના હાથમાં આત્મ

સમર્પણ પણ સુંદર છે, કાલિદાસ મોટો કવિ છે, આટલું સૌન્દર્ય કોણ દેખાડી શકે! વળી એક સુંદર મનુષ્ય ચરિત્ર શું .જોશો ? વિક્રમોર્વશી ઉઘાડો. રાજાનો સ્વભાવ કેવો સુંદર છે! રાજાએ સૂર્યદેવની અર્ચના કરીને સૂર્યલોકમાંથી પાછો આવે છે. એકદમ અપ્સરાનો આર્ત્તનાદ સંભળાયો., રાજાએ સાંભલ્યું કે દૈત્યકેશરી અપ્સરાને ચોરી લઇ જાય છે. તે કેશરી હાથમાંથી ઉર્વશીનો ઉદ્ધાર કર્યો. જેમ વીરત્વથી સ્ત્રીઓનું મન સહેલાઇથી આકર્ષણ થાય છે, તેમ બીજી કોઇ રીતે થતું નથી. રાજાના વીરત્વથી ઉર્વશીનો તેના ઉપર પ્રેમ બાઝયો. આવો પ્રેમ શું સુંદર નથી ? સુંદરી આ અપ્સરા વિદ્યાધરીનો પ્રેમ લગભગ નિષ્ફળ ગયો નહિ. રાજાનું પણ મન કેવું થઇ પડયું, તે ધીરે ધીરે ધારિણીના ઉપર વીતતૃષ્ણ થયો. પરંતુ ધારિણીએ તેને અપમાન કરવામાં કંઇ બાકી રાખ્યું નહિ, તે છતાં તેણે ધારિણીને એક પણ ગુસ્સાનું વચન કહ્યું નહિ. અંતે ધારિણી પ્રિય પ્રસાધન વ્રત કરીને ચંદ્ર સૂર્ય દેવતા સાક્ષી કરીને બોલી કે હજી સુધી જે મારા સ્વામીની પ્રેમની આકાંક્ષી હોય તેને હું બહેનના પ્રમાણે જોઇશ. કેમ આ સુદર નથી ?

ઉર્વશીની સાથે રાજાની મિલનના કંઇક દિવસ પછી હિમાલય પર્વતના રમ્ય સ્થળો વિહાર કરવા માટે એક ચાલ્યાં. ત્યાં વસંત સમયે પુષ્પવનમાં નિર્જન પ્રદેશમાં નદીના કિનારા ઉપર સાંઝની હવામાં શિલાપર પરસ્પરના સહવાસમાં પરમ સુખથી કાળ ગાલે છે. એક દહાડો ઉદર્વશી કાર્ત્તિકના બગીચામાં ગઇ, કાર્તિક કુંવારો હતો, તેના બગીચામાં સ્ત્રીઓ ગયાથી કદાચ દેવકાર્યમાં હરકત પુગે, એ માટે શાપ હતો કે સ્ત્રીઓ ત્યાં ગયાથી વેળ થઇ જાય. તેથી ઉદર્વશી વેલ થઇ ગઇ. રાજા તેના વિરહથી ઉન્મત્ત થયો. મેઘ જોઇને વિચાર કર્યો કે કદાચ દૈત્ય પાછો તેને હરી ગયો હશે. મેઘને કેટલીક ગાળો દીધી. મેઘે તેના માથા ઉપર પાણીની ધારા વરસાવી. રાજાએ ધાર્યું કે પાપી દૈત્યે મારૂં સર્વ નાશ કર્યું છે. વળી મારાજ ઉપર બાણ વરસાવે છે. તે ભયથી ઉભો રહ્યો. એક ઝાડના ઉપર મોર ડોક લંબાવીને જે કંઇ જુએ છે,

રાજાએ કહ્યું, ઘણે છેટે તું જુએ શું, તું મારી પ્રિયાને જુએ છે ? મયૂર બોલ્યો કક્કક્ તેથી રાજાને ઘણો ગુસ્સો ઉપજ્યો, હું મહારાજ પુરૂરવા મને ઓળખતો નથી ? શું કરે છે કઃ કઃ કરીને માટીનું ઢેંપુ ઉપાડીને માર્યું. મયૂર પણ ઉડી ગયો. રાજા ઘણા કષ્ટના પછી ગૌરીપાદભ્રષ્ટ અલક્ત કમણિ સંયોગથી ઉર્વશીનો ઉદ્ધાર કર્યો. ઉર્વશીએ કહ્યું, મહારાજ. હવે રહેવું ઠીક નથી આપ રાજધાનીમાં ચાલો. રાજાએ કહ્યું, તમે મેઘ થાઓ, ઉર્વશી મેઘ થઇ, રાજા તેના ઉપર ચઢીને પળમાં પ્રયાગમાં આવ્યો. એના કરતાં ચિત્તવિનોદન બીજું શું છે ?

અમે આટલીવાર સુધી નાટકની વાત કહેતા હતા વળી પણ થોડોક વખત સુધી કરીશું. નાટક મનુષ્ય હૃદયનું ચિત્ર લઇને વ્યસ્ત હોય છે. તે ચિત્રમાં અનેક સૌન્દર્ય કાલિદાસે દેખાડ્યાં છે પણ બીજું ઘણું ક બાકી છે. તે કાલિદાસમાં મળવાના નથી, તેને માટે શેકસપિયરને શરણ જવું પડશે. કાલિદાસ ગ્રથિત સૌન્દર્ય શેકસપિયરમાં પણ છે. કાલિદાસનો પુરૂરવા કાલિદાસની શકુન્તલા બીજી જગાએ મળ્યાથી મળી શકશે. પણ શેકસપિયરનો પ્રસ્પેરો બીજે કયાં પણ મેળવીશું ? પ્રસ્પેરોનો સ્વભાવ મનુષ્ય હૃદયગત સૌન્દર્યની હદ છે. જે શત્રુએ તેને જીર્ણશીર્ણ હોડીમાં ચઢાવીને અગાધ સમુદ્રમાં નાખ્યો છે, જેને માટે બાર વર્ષ સુધી રાજ ગુમાવીને એકલો જનશુન્ય બેટમાં રહેવું પડયું હતું, તેઓને ક્ષમા કરવી એ સામાન્ય ઉદારતાની વાત નથી. પ્રસ્પેરોના ગુણમાં બધુ થવા જેવું છે. કન્યા પિતાની ઘણીજ વશીભૂત હતી. નેપલના રાજાએ તેનું રાજ્ય પાછું આપ્યું. ફર્દિનાન્દ એને દેવતા ધારતો હતો. પ્રસ્પેરો સંસારના કામમાં કેવો દક્ષવાન હતો તે આખા નાટકમાં તેનું દૃષ્ટાંન્ત મળે છે. પ્રસ્પેરો મૂર્ત્તિમાન શાન્ત હતો, પરોપકારમા તેનાં અલંકાર હતા. કાલિવાન સેંકડો જાતના અપરાધિ હોવા છતાં પણ તેણે સ્વતંત્રતા આપી, કારણ કે તે તેને ચહાતો હતો. એરિએલનો સમય પૂર્ણ થવાની પહેલા તેને છોડી મૂકયો આન્ટોનિઓનો અપરાધ સિદ્ધ કરી

દીધાથી તેનો પ્રાણ દંઠ થયો, તેણે કેવળ એકવાર ભય દેખાડીને ક્ષાંત થયો ત્રણ છોકરાઓ તેનું ઘર લૂટવા આવ્યા હતા તેઓને પણ ક્ષમા થઇ. પ્રસ્પેરોએ બધાને જરા ધાક દેખાડીને ક્ષમા કરી. પ્રસ્પેરોનું ચરિત્ર વાંચ્યાથીજ તેના ઉપર ભક્તિ કરવામાં તથા ચહાવાની ઇચ્છા થાય છે. એ એક જાતનું સૌન્દર્ય છે. વળી જ્યારે ધર્મ બુદ્ધિ તથા પાપ બુદ્ધિથી વિવાદ થાય છે તે સમયનું વર્ણન શું સુંદર નથી ? બ્રુટસ એન્ટનિ હેમલેટ એટલુંજ નહિ પણ મ્યાકબેથ આ વિવાદના કારણથી કોઇ પણ કામ કરી શકતો નથી, એકવાર આ બાજુએ પેલી બાજુએ દોલાયમાનચિત્ત વૃત્તિવાળો થઇને રહેલો છે એ શું સુંદર નથી? એને માટે શું આપણે ક્ષુદ્રજીવી મનુષ્યની પણ સહાનુભૂતિ થતી નથી ? આવું સૌન્દર્ય કાલિદાસનું ક્યાં છે ?

બીજી એક વાત એ છે કે ફક્ત સૌન્દર્ય હોવાથીજ શું કાવ્યનું શેપ થયું ! સૌન્દર્યના શિવાય બીજી ઘણીક વસ્તુથી કાવ્ય થાય છે. તેમાં એ મોટી છે; પંડિતો કરે છે કે ત્રણ પદાર્થથી કલ્પનાજનિત આનંદની ઉત્પત્તિ થાય છે. મોટી વસ્તુ જોયાથી, નવી વસ્તુ જોયાથી અને સુંદર વસ્તુ જોયાથી 'આ ત્રણ જેમ બહારના જગતમાં લાગુ પડે છે તેમ અંતર્જગતમાં પણ છે. અન્તર્જગતમાં જ્યારે આપણે કોઇને પણ લોકાન્તરિત ક્ષમતાવાન જોઇએ છીએ, જ્યારે જોઇએ છીએ કે જિનદેવે વ્યાઘ્રીને માટે પોતાનું દેહ અર્પણ કર્યું, જ્યારે જોઇએ છીએ કે રામચંદ્ર પિતૃ સત્ય પાલવા માટે વનમાં ગયા, ત્યારેજ આપણે પ્રકાંડ વસ્તુ જોઇએ છીએ, ત્યારેજ આપણા મનમાં વિસ્મયનો અવિર્ભાવ થાય છે અને તે વિસ્મય મિશ્રિત એક અપૂર્વ આનંદ તથા ભક્તિનો ઉદય થાય છે. કાલિદાસ આવું પુરુષ પ્રકાંડનું ચિત્ર દેખાડી શક્યો નથી. જ્યારે રઘુરાજા વિશ્વજિત્ યજ્ઞમાં

"मृत् पात्र शेषा मत्मरोत् विभूतिम"

જ્યારે પાર્વતી મદન દહનના પછી કઠોર તપશ્ચર્યાથી તનુ અંગ-

રાજાએ કહ્યું, ઘણું છેટે તું જુએ શું, તું મારી પ્રિયાને જુએ છે ? મયૂર બોલ્યો કક્કક્ તેથી રાજાને ઘણો ગુસ્સો ઉપજ્યો, હું મહારાજ પુરૂરવા મને ઓળખતો નથી ? શું કરે છે કઃ કઃ કરીને માટીનું ઢેપુ ઉપાડીને માર્યું. મયૂર પણ ઉડી ગયો. રાજા ઘણા કષ્ટના પછી ગૌરીપાદભ્રષ્ટ અલક્ત કમણિ સંયોગથી ઉર્વશીનો ઉદ્ધાર કર્યો. ઉર્વશીએ કહ્યું, મહારાજ. હવે રહેવું ઠીક નથી આપ રાજધાનીમાં ચાલો. રાજાએ કહ્યું, તમે મેઘ થાઓ, ઉર્વશી મેઘ થઇ, રાજા તેના ઉપર ચઢીને પળમાં પ્રયાગમાં આવ્યો. એના કરતાં ચિત્તવિનોદન બીજું શું છે?

અમે આટલીવાર સુધી નાટકની વાત કહેતા હતા વળી પણ થોડોક વખત સુધી કરીશું. નાટક મનુષ્ય હૃદયનું ચિત્ર લઇને વ્યસ્ત હોય છે. તે ચિત્રમાં અનેક સૌન્દર્ય કાલિદાસે દેખાડયાં છે પણ બીજુ ઘણું ક બાકી છે. તે કાલિદાસમાં મળવાના નથી, તેને માટે શેકસપિયરને શરણ જવું પડશે. કાલિદાસ ગ્રથિત સૌન્દર્ય શેકસપિયરમાં પણ છે. કાલિદાસનો પુરુરવા કાલિદાસની શકુન્તલા બીજી જગાએ મળ્યાથી મળી શકશે. પણ શેકસપિયરનો પ્રસ્પેરો બીજે કયાં પણ મેવીળશું ? પ્રસ્પેરોનો સ્વભાવ મનુષ્ય હૃદયગત સૌન્દર્યની હદ છે. જે શત્રુએ તેને જીર્ણશીર્ણ હોડીમાં ચઢાવીને અગાધ સમુદ્રમાં નાખ્યો છે, જેને માટે બાર વર્ષ સુધી રાજ ગુમાવીને એકલો જનશુન્ય બેટમાં રહેવું પડયું હતું, તેઓને ક્ષમા કરવી એ સામાન્ય ઉદારતાની વાત નથી. પ્રસ્પેરોના ગુણમાં બધુ થવા જેવું છે. કન્યા પિતાની ઘણીજ વશીભૂત હતી. નેપલના રાજાએ તેનું રાજ્ય પાછું આપ્યું. ફર્દિનાન્દ એને દેવતા ધારતો હતો. પ્રસ્પેરો સંસારના કામમાં કેવો દક્ષવાન હતો તે આખા નાટકમાં તેનું દૃષ્ટાંત મળે છે. પ્રસ્પેરો મૂર્ત્તિમાન શાન્ત હતો, પરોપકારમા તેનાં અલંકાર હતા. કાલિવાન સેંકડો જાતના અપરાધિ હોવા છતાં પણ તેણે સ્વતંત્રતા આપી, કારણ કે તે તેને ચહાતો હતો. એરિઓલનો સમય પૂર્ણ થવાની પહેલા તેને છોડી મૂકયો આન્ટોનિઓનો અપરાધ સિદ્ધ કરી

દીધાથી તેનો પ્રાણ દંડ થયો, તેણે કેવળ એકવાર ભય દેખાડીને ક્ષાંત થયો ત્રણ છોકરાઓ તેનું ઘર લૂટવા આવ્યા હતા તેઓને પણ ક્ષમા થઇ. પ્રસ્પેરોએ બધાને જરા ધાક દેખાડીને ક્ષમા કરી. પ્રસ્પેરોનું ચરિત્ર વાંચ્યાથીજ તેના ઉપર ભક્તિ કરવામાં તથા ચહાવાની ઇચ્છા થાય છે. એ એક જાતનું સૌન્દર્ય છે. વળી જ્યારે ધર્મ બુદ્ધિ તથા પાપ બુદ્ધિથી વિવાદ થાય છે તે સમયનું વર્ણન શું સુંદર નથી ? બ્રુટસ એન્ટનિ હેમલેટ એટલુંજ નહિ પણ મ્યાકબેથ આ વિવાદના કારણથી કોઇ પણ કામ કરી શકતો નથી, એકવાર આ બાજુએ પેલી બાજુએ દોલાયમાનચિત્ત વૃત્તિવાળો થઇને રહેલો છે એ શું સુંદર નથી? એને માટે શું આપણે ક્ષુદ્રજીવી મનુષ્યની પણ સહાનુભૂતિ થતી નથી ? આવું સૌન્દર્ય કાલિદાસનું ક્યાં છે ?

બીજી એક વાત એ છે કે ફક્ત સૌન્દર્ય હોવાથીજ શું કાવ્યનું શેષ થયું ! સૌન્દર્યના શિવાય બીજી ઘણીક વસ્તુથી કાવ્ય થાય છે. તેમાં બે મોટી છે; પંડિતો કરે છે કે ત્રણ પદાર્થથી કલ્પનાજનિત આનંદની ઉત્પત્તિ થાય છે. મોટી વસ્તુ જોયાથી, નવી વસ્તુ જોયાથી અને સુંદર વસ્તુ જોયાથી 'આ ત્રણ જેમ બહારના જગતમાં લાગુ પડે છે તેમ અંતર્જગતમાં પણ છે. અન્તર્જગતમાં જ્યારે આપણે કોઇને પણ લોકાન્તરિત ક્ષમતાવાન જોઇએ છીએ, જ્યારે જોઇએ છીએ કે જિનદેવે વ્યાઘ્રીને માટે પોતાનું દેહ અર્પણ કર્યું, જ્યારે જોઇએ છીએ કે રામચંદ્ર પિતૃ સત્ય પાલવા માટે વનમાં ગયા, ત્યારેજ આપણે પ્રકાંડ વસ્તુ જોઇએ છીએ, ત્યારેજ આપણા મનમાં વિસ્મયનો અવિર્ભાવ થાય છે અને તે વિસ્મય મિશ્રિત એક અપૂર્વ આનંદ તથા ભક્તિનો ઉદય થાય છે. કાલિદાસ આવું પુરુપ પ્રકાંડનું ચિત્ર દેખાડી શક્યો નથી. જ્યારે રઘુરાજા વિશ્વજિત્ યજ્ઞમાં

" मृत् पात्र शेषा मत्मरोत् विभूतिम "

જ્યારે પાર્વતી મદન દહનના પછી કઠોર તપશ્ચર્યાથી તનુ અંગ-

માં તાપ લગાડવા લાગી, ત્યારે જાણે આવી રીતનું પ્રકાંડ ચિત્ર દેખાડ-વાનો યત્ન કર્યો છે, એવું જણાય છે પણ પાર્વતીની તપશ્ચર્યાના શિવાય બીજે ક્યાં પણ વિસ્મય ઉદય કરવામાં તે સમર્થ થયો નથી. શેક્સપિયર આવી રીતે વિસ્મય ઉત્પાદક છે, મનુષ્ય હૃદયના ચિત્ર અસંખ્ય છે. ઉજ્વલ ચિત્રની સંખ્યા નથી. સર્વ પ્રધાન લેડિ મ્યાકબેથ, એકવાર અનુતાપ નથી, ઉલટી પ્રતિજ્ઞા છે, એકવાર જ્યારે ઉતરી છે, ત્યારે જો-વામાં આવે કે પતાલ કેટલું દૂર છે. એકવાર હૃદયની દુર્બલતા પ્રકાશ નથી. કેવી પ્રત્યુત્પન્નમતિત્વ છે! જ્યારે સભામાં બ્યાંકાની પ્રેતમૂર્તિ આવીને મ્યાકબેથને વિહ્વલ કરી મૂકી, જ્યારે મ્યાકબેથ ભયથી અનુતા-પથી જડના જેવી થઇને અતિ છુપી વાતો પ્રકટ કરવા લાગી, ત્યારે લેડિ મ્યાકબેથની કેવી ક્ષમતા છે! બીજી સ્ત્રી હોત તો "અરે મારૂં શું થયું" કહીને રોશે. લેડિ મ્યાકબેથે સભાનાં બધાં માણસોને સમજાવ્યું કે રાજાને વધનો વખત આવી મૂર્છા થાય છે, એ વખતે કોઇ તેની પાસે આવ્યાથી વિરક્ત થાય છે; આવું કહીને પોતે મ્યાકબેથની પાસે બેસીને તેના દુર્બલ મનની દઢતા સંપાદન કરવા લાગી, આવા ચરિત્ર વાંચ્યાથી કોનામાં વિસ્મયનો ઉદય ન થાય?

કલ્પનાજનિત આનંદનું બીજું એક કારણ નવાપણું અર્થાત્ અ-જાયબની વસ્તુનું વર્ણન કરવું એ છે. આરબી નાઇટમાં તેના પુષ્કળ ઉદાહરણ મળે છે. આવી નવી વસ્તુ કાલિદાસમાં અથવા શેક્સપિયમાં નથી. તોપણ શેક્સપિયરનું સ્પિરિટ વર્લ્ડ અથવા પરીસ્થાન છે; એ જેમ નવું, તેમ સુંદર છે. બધા—મનુષ્યના મત છે પણ કેવો પવિત્ર આનંદ-મય છે, કોઈ પ્રકારનાં શોક દુઃખ નથી. શોક દુઃખ જે વૃતિથી અનુ-ભવ થાય છે, તે વૃતિ પણ તેઓમાં નથી. તે છતાં મનુષ્યનું કષ્ટ જોયાથી મનને શું શું થાય છે.

*Ariel*—Your Charm so strongly works then.
That it you now behold them your affection.

Would become tender.

*Pros*—Dost thou think so spirit ?

*Ari*—Mine would sir were I human.

જો અરિયલ માણસ હોત, તો લોકનું દુઃખ જોઇને તેનું ચિત્ત પીગળત, વોરણના તાબે દેવયોનિયો મનુષ્યનું અદષ્ટ લઇને ક્રીડા કરે છે, મનુષ્યના કાનમાં એક જાતનાં પાતરાંનો રસ નાખીને એનો પ્રાણ તેની ડોકમાં એનો પ્યારનો માણસ તેના ગળામાં દઇને કેવો આનંદ કરે છે, તે વાંચ્યાથી નવું જગત્, નવી ગમત, નવું પરિવર્તન તરીકે જણાય છે, વાંચનાર પોતે પણ જાણે પરીઓમાં વિલીન થઇ જાય છે. કાલિદાસમાં ચિત્રલેખા, સહજન્યામિશ્રકેશી એટલુંજ નહિ પણ ઉર્વશી શેકસપિયરના પરીસ્થાનમાં સ્થાન મેળવી શકતી નથી.

શેકસપિયરનું હાસ્યરસાધક ચરિત્ર વર્ણન એક આશ્ચર્ય વસ્તુ છે. આ જગાએ તેનું વર્ણન ન કરતાં રહેવાતું નથી. ફ્ળસ્ટાફ કેટલીવાર અપ્રસ્તુત થયો, પણ તે અપ્રસ્તુત થવા વાળો માણસ નહોતો. જેટલીવાર તેની વિદ્યાબુદ્ધિ પ્રકાશિત થઇ પડતી હતી, તેટલીવાર તે નવી નવી ચાલાકી કાઢતો હતો, હટનારો ફ્સ્ટોફ એકીવાર નહોતો. પારોલસ ફળસ્ટાફની જોડે તુલના કર્યાથી કાલિદાસના વિદૂષકો કોઇ કામના નથી. વનશૂન્ય પ્રભાશૂન્ય ખુશામતીઓ બ્રાહ્મણ માત્ર છે.

અહિં સુધી જેટલો વિચાર કરવામાં આવ્યો છે તેનાપરથી હૃદયની પ્રવૃત્તિ વર્ણનામાં કોની કેટલી બહાદુરી છે તે દેખાડવાનો યત્ન કરવામાં આવ્યો છે. કલ્પનાજનિત સુખ ત્રણ કારણથી ઉત્પન્ન થાય છે; પ્રકાંડતા–સૌન્દર્ય તથા નૂતનતા. પ્રકાંડતા–વિસ્મકર હૃદય ભાવનું આજ્વલ્ય–વર્ણનામાં શેકસપિયરના અનુકરણમાં કોઇ સમર્થ નથી. અતિ નૈસર્ગિક પદાર્થ સૃષ્ટિમાં શેકસપિયર અતિવ મનોહર છે, હાસ્ય રસની વર્ણનામાં તેની મોટી કારીગરી છે. સૌન્દર્ય વર્ણના તથા જ્યાં હૃદય વૃતિની જટિલતા, ગંભીરતામાં કાલિદાસ શેકસપિયરથી ઘણો ઓછો છે. જે ચરિત્ર વાં-

આથી મનનું ઉદારપણું ઉત્પન્ન થાય, જે ચરિત્રનું અનુકરણ કરીને શિક્ષણ મેળવવાની ઇચ્છા થાય, તેનો ગંધ પણ કાલિદાસના નાટકમાં નથી. તે છતાં જ્યાં સહજ અવિમિશ્ર હૃદય ભાવનું વર્ણન જોઇએ, ત્યાં કાલિદાસની મોટી બહાદુરી છે. કાલિદાસના નાટક વાંચ્યાથી ગેટેની જોડે કહેવાની ઇચ્છા થાય છે, "જો કોઇ વસંતના ફૂલ, શરતના ફળ, સ્વર્ગ તથા પૃથ્વી એકત્ર જોવા ઇચ્છે તો શકુન્તલે તમને દેખાડીશ."

આટલીવાર સુધી જે જોવામાં આવ્યું તેમાં કાલિદાસ શેક્સપિયરના કરતાં ઓછો છે એવું જણાશે. પણ કાલિદાસની એક બીજી મૂર્તિ છે, તે મૂર્તિમાં તેની બરોબરીઓ કોઈ નથી. બાઇરને કહ્યું છે Discription is my forte પણ તે બાહ્ય જગદ્ વર્ણનામાં કાલિદાસ અદ્વિતીય છે. શેક્સપિયરે બહારના જગતના વર્ણનમાં હાથ નાખ્યો નથી, તે બહારના જગતની પરવા રાખતો નહોતો, મનુષ્યના હૃદયના ઉપર તેની સંપૂર્ણ સત્તા હતી. તેની જેમ અન્તર્જગતના ઉપર કાલિદાસની તેમ બાહ્ય જગતના ઉપર સંપૂર્ણ સત્તા હતી.

---

## કાલિદાસની બહારની પ્રકૃતિની કારીગરી.

અહિં બાહરની પ્રકૃતિ અને અન્તરની પ્રકૃતિ વર્ણનમાં પૃથ્વીના એ મોટામાં મોટા કવિ શેક્સપિયર અને કાલિદાસે કંઇ રીતે કવિત્વ શક્તિ પ્રકાશ કરી છે એ દેખાડવાનો યત્ન કરીશું. કવિનો પ્રાણ પ્રકૃતિમાં પરોવાઇ પ્રકૃતિ સાથે સ્વચ્છંદે રમે છે. જે કવિ પ્રકૃતિ એટલે કુદરતનું પુસ્તક ધ્યાન દઇને વાંચી પોતાને આધીન કરી શક્યો છે, તેનેજ કવિનું નામ યોગ્ય છે. બાહ્ય પ્રકૃતિનું વર્ણન કરી કવિ આપણને સ્વાભાવિક સૌન્દર્ય દેખાડીને મોહિત કરે છે. કવિ કદી આપણને અનાજના કણસલાંથી સુશોભિત લીલાં ખેતરમાં લઇ જાય છે, કદી મનોહર પુષ્પોધાનમાં ફેરવી તેનું સૌન્દર્ય દેખાડે છે, કોઇ વખતે તો કોઇ કલોલિની સ્રોતઃસ્વતીના તીરે લઇ જઇ તેની નાની નાની લહરીઓના મધુર કલ કલ

ધ્વનિમાં આપણા કાન પરિતૃપ્ત કરે છે, વળી કોઇ વેળાએ જ્યોત્સ્નામયી રજનીનું સૌન્દર્ય બતાવતાં આપણા હૈડાંને તે નચાવે છે. વળી બીજી તરફ અન્તઃ પ્રકૃતિનું વર્ણન કરી કવિ આપણને નાના રૂપના માનવ ચિત્ર દેખાડી મુગ્ધ કરે છે. કોઇ વેળાએ તે ધર્મની શાન્તમૂર્તિ ચિતરી આપણા સંદેહાકુલમનમાં શાન્તિનું રાજ્ય સ્થાપન કરે છે, કોઇ વખત અધર્મની ભયંકર મૂર્તિ બતાવી હૃદયને તે વ્યાકુલ કરે છે, વળી કોઇ કોઇ વેળાએ પ્રીતિની મુગ્ધકર મૂર્તિથી આપણને તે મુગ્ધ કરે છે. આપણે કોઇ વખતે જોઇએ છીએ કે પ્રણયિની પોતાનો પ્રણયસ્રોત પ્રણય પાત્રમાં ભેળવી નહિ શકવાથી પોતાનું જીવન વિસર્જન કરે છે; ક્યાં નાયક ક્યાં નાયિકા પ્રેમની ખાતર વ્હાલાના સુખને માટે પોતાના પ્રાણ સુદ્ધાં ઉત્સર્ગ કરે છે—આત્મીય સુખ તથા મંગળની ઉપર નજર પણ હોતી નથી ! આવી નિઃસ્વાર્થ પ્રેમની મૂર્તિ જોઇ કોણ મુગ્ધ થાય નહિ ? સ્નેહ, પ્રીતિ, દયા, ક્ષમાવૃતિ, સાહાનુભૂતિ, અને સ્વદેશ–હિતૈષિતા જેવાં કોઇ કોઇ સ્વર્ગીય પદાર્થ આ પાપપૂર્ણ પૃથ્વીમાં હજી પણ રહેલાં છે. તેમની નયનાનન્દદાયક ધીર મૂર્તિ કોઇ કોઇ વેળા કવિ આપણને દેખાડે છે. વળી પ્રતિહિંસા, લોભ, અહંકાર વગેરે પિશાચો જે ભયાનક મૂર્તિ ધારણ કરી જનમંડળમાં સર્વદા અનિષ્ટ કરી રહેલાં છે તેમના પણ ચિત્રો આપણે અન્તઃપ્રકૃતિના વર્ણનમાં જોઇ શકીએ છીએ.

સવાલ ઉઠશે કે બાહ્ય પ્રકૃતિનું કે અન્તઃ પ્રકૃતિનું વર્ણન કરવામાં કવિનું કર્તવ્ય રહેલું છે ? અમે તો કહીએ છીએ કે, જ્યારે કવિનો પ્રાણ પ્રકૃતિમાં પરોવાઇ ગયો છે, ત્યારે તેણે બન્ને પ્રકૃતિનું વર્ણન કરવુંજ જોઇએ. ન કરે તો તેનું કાવ્ય જોઇએ તેટલું સુન્દર થતુંજ નથી. જગદ્વિખ્યાત ચિત્રકર રેફેલે બાઇબલના જે ચિત્રો અંકિત કર્યા છે, તેની પછવાડે જો તેણે નાનાવિધ વૃક્ષ અને પર્વતશ્રેણી અને તેમની ઉપર વિચિત્ર આકાશ મંડળ અંકિત કર્યા ન હોત, તો કદી પણ તે ચિત્રો આપણા હૃદયગ્રાહી થાત નહિ. જે ચિત્રકરને કરવું ગોગ્ય છે, તેજ ક-

વિને પણ યોગ્ય છે કવિ કેવળ બ્હારની પ્રકૃતિનું વર્ણન કરી ચમત્કૃતિ આણી શકતોજ નથી અને બહારની પ્રકૃતિની ક્રિયાથી અન્તઃ પ્રકૃતિ ઉપર શી અસર થાય છે તે પણ કવિએ સ્પષ્ટ દેખાડવુંજ જોઇએ. એક ફૂલ ખીલ્યું, તેની સુગંધ પ્રસરીને ચારે બાજુએ બ્હેકી રહી, આનન્દ આપવા લાગી, સાંઝની હવા ધીરે ધીરે ચાલિત થતાં પાંદડાંઓ ફૂલની સાથે નાચવા લાગ્યાં. બાહરની પ્રકૃતિની આવી ક્રિયાથી અન્તઃ પ્રકૃતિમાં કેવી રીતે ઘાતપ્રતિઘાત થાય છે તે કવિએ સારી રીતે દેખાડવું જોઇએ. વળી દેખાડવું જોઇએ કે, બહારની પ્રકૃતિની સાથે અન્તર પ્રકૃતિનો કેવો નિકટ સંબંધ રહેલો છે, બન્ને એક બીજાની સાથે કેવાં જોડાયલાં છે અને એકના ભાવથી બીજાનું કેવી રીતે પરિવર્ત્તન થાય છે.

બહારની પ્રકૃતિનું વર્ણન કરવામાં મહાકવિ કાલિદાસે જે અસાધારણ કવિત્વ શક્તિ બતાવી છે તેનો યથાર્થ રૂપે અનુભવ કરી વાંચનારાઓને તે સમજાવવી એ કંઇ અમારી શક્તિનું કામ નથી. આ વિષયમાં તેને જગતમાં સર્વથી શ્રેષ્ઠ કવિ કહીએ તો પણ અતિવાદનો દોષ થાય નહિ. કુમારસંભવ, રઘુવંશ, શકુન્તલા, મેઘદુત, વિક્રમોર્વશી એ ગ્રન્થોમાંથી કોઇ પણ ગ્રન્થ વાંચીએ, તો બાહારની પ્રકૃતિનું સુંદર હૃદય ખેંચનારૂં ચિત્ર જોવામાં આવશે. વાયુવિકંપિત, લતાગ્રગવિશોભી વૃક્ષાદિના સૌન્દર્યના વર્ણનમાં કે અભ્રને ચૂમતા ઉચ્ચાશિખરની ગંભીર મૂર્તિના વર્ણનમાં, ઉછળતા તરંગવાળા સમુદ્રના વર્ણનમાં, કે વાયુના જોસે વહેતા ચંચળ જલદખંડના વર્ણનમાં, નભોમંડળના ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહ, ઉપગ્રહ વગેરે સર્વના વર્ણનમાં કાલિદાસ એક અસાધારણ અદ્વિતીય કવિ હતો. અમે કદી તે અસાધારણ વર્ણન યથાસ્થિત આપી નહિ શકીએ, તો પણ તેથી કાલિદાસની કવિત્વ શક્તિમાંથી કંઇ ઓછું થવાનું નથી, તેથી કેવળ અમારી કલમની દુર્બલતા સિદ્ધ થશે ઉપર જે ગ્રન્થોનાં નામ લખ્યાં છે તેમાંથી એક પછી એક લઈ અમારા પ્રમાણ સ્વરૂપ તેમાંના એક બે સુન્દર ચિત્ર દેખાડીશું. દેખાડીશું

કે કાલિદાસનું બહારની પ્રકૃતિનું વર્ણન અતુલ, અસાધારણ વર્ણન તેના કાવ્ય શિવાય બીજી જગાએ મળવા અતિ દુર્લભ છે. બહારની પ્રકૃતિનું વર્ણન કરવામાં કાલિદાસની અદ્વિતીયતા અવિસંવાદિતજ છે.

પ્રથમ કુમારસંભવમાં જોઇએ તો કવિએ ત્રીજા સર્ગમાં બહારની પ્રકૃતિનું વર્ણન કરવામાં કેવી અસાધારણ કવિત્વ શક્તિ દેખાડી છે! કિયો શ્લોક પડતો મૂકી કિયો શ્લોક વાંચનારને ઉપહાર આપીએ એનો નિર્ણય થઇ શકતોજ નથી. દેવરાજ ઇન્દ્રના કહ્યાથી પુષ્પધન્વ કામદેવ મહાદેવનુ તપ ભંગ કરવા માટે હિમાળય ઉપર આવ્યો, સાથે તેના સહોદર વસન્તને પણ લેતો આવ્યો. વૈશાખ જેઠ મહીનાના જેવા સંપ્ત ગ્રીષ્મના સમયમાં પણ એ વસન્ત ઋતુનું વર્ણન એક ચિત્તે વાંચીએ તો ખરેખર જાણે આપણે વસન્ત ઋતુનોજ ઉપભોગ લેતા હોઇએ એવી ભ્રાન્તિ થયા વગર રહેશે નહિ.

पर्याप्त पुष्प स्तवकस्तनाभ्यः स्फुरत् प्रवालोष्ठमनोहराभ्यः ।
लतावधूभ्यस्तरवोऽप्य वापुर्विनम्रशाखा भुजबंधनाति ॥

આ વાંચ્યાથી કોનું મન તન્મય ન થાય! લતા પુષ્પ સ્તવક જરા કુંચિત થઇને પડયા છે, તેમાં નવા નવા પલ્લવ થઇને અતિશય સુન્દર દેખાય છે, શાખા પ્રશાખાઓ નિમ્ર થઈ પડયા છે, કવિએ અહીં બીજી એક સૂક્ષ્મદર્શિતાની ઓળખાણ આપી છે. તેણે લખ્યુંછે કે, લતા વધૂરા જાણે પ્રિયતમ તરૂઓને ભૂજદ્વારા બંધન કરે છે! આવું સુન્દર વર્ણન કોને હૃદયગ્રાહી થઈ ન પડે! આ વસન્ત વનમાં બીજું એક ચિત્ર છે તે જોઇએ.

लतागृहद्वारगतोऽथनन्दी वामप्रत्कोष्ठार्पित हेमवेत्रः ।
मुखार्पितकांगुलिसंग यैव मा चापलायेति गणान् व्यनैषीत् ॥

મહાદેવનો ચાકર નન્દી ડાબી તરફ સોનાની નેતર ઝાલીને મૂંગો લતા કુંજના દરવાજાપર ઉભો છે, અને જરા ક્રોધભરે મુખપર એક આંગળી સ્થાપીને જાણે પ્રથમ ગણને સંકેતથી શિક્ષા આપતો હોય ને

વિને પણ યોગ્ય છે. કવિ કેવળ બ્હારની પ્રકૃતિનું વર્ણન કરી ચમત્કૃતિ આણી શકતોજ નથી. અને બહારની પ્રકૃતિની ક્રિયાથી અન્તઃ પ્રકૃતિ ઉપર શી અસર થાય છે તે પણ કવિએ સ્પષ્ટ દેખાડવુંજ જોઇએ. એક ફૂલ ખીલ્યું, તેની સુગંધ પ્રસરીને ચારે બાજુએ મ્હેકી રહી, આનન્દ આપવા લાગી, સાંઝની હવા ધીરે ધીરે ચાલિત થતાં પાંદડાંઓ ફૂલની સાથે નાચવા લાગ્યાં. બાહરના પ્રકૃતિની આવી ક્રિયાથી અન્તઃ પ્રકૃતિમાં કેવી રીતે ઘાતપ્રતિઘાત થાય છે તે કવિએ સારી રીતે દેખાડવું જોઇએ. વળી દેખાડવું જોઇએ કે, બહારની પ્રકૃતિની સાથે અન્તર્ પ્રકૃતિનો કેવો નિકટ સંબંધ રહેલો છે, બન્ને એક બીજાની સાથે કેવાં જોડાયલાં છે અને એકના ભાવથી બીજાનું કેવી રીતે પરિવૃત્તન થાય છે.

બહારની પ્રકૃતિનું વર્ણન કરવામાં મહાકવિ કાલિદાસે જે અસાધારણ કવિત્વ શક્તિ બતાવી છે તેનો યથાર્થ રૂપે અનુભવ કરી વાંચનારાઓને તે સમજાવવી એ કંઇ અમારી શકિતનું કામ નથી. આ વિષયમાં તેને જગતમાં સર્વથી શ્રેષ્ટ કવિ કહીએ તો પણ અતિવાદનો દોષ થાય નહિ. કુમારસંભવ, રઘુવંશ, શકુન્તલા, મેઘદુત, વિક્રમોર્વશી એ ગ્રન્થોમાંથી કોઇ પણ ગ્રન્થ વાંચીએ, તો બાહારની પ્રકૃતિનું સુંદર હૃદય ખેંચનારૂં ચિત્ર જોવામાં આવશે. વાયુવિકંપિત, લતાસ્રગવિશોભી વૃક્ષાદિના સૌન્દર્યના વર્ણનમાં કે અભ્રને ચૂમતા ઉચ્ચાશિખરની ગંભીર મૂર્તિના વર્ણનમાં, ઉછળતા તરંગવાળા સમુદ્રના વર્ણનમાં, કે વાયુના જોસે વહેતા ચંચળ જલદખંડના વર્ણનમાં, નભોમંડળીના ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહ, ઉપગ્રહ વગેરે સર્વના વર્ણનમાં કાલિદાસ એક અસાધારણ અદ્વિતીય કવિ હતો. અમે કદી તે અસાધારણ વર્ણન યથાસ્થિત આપી નહિ શકીએ, તો પણ તેથી કાલિદાસની કવિત્વ શક્તિમાંથી કંઇ ઓછું થવાનું નથી, તેથી કેવળ અમારી કલમની દુર્બલતા સિદ્ધ થશે. ઉપર જે ગ્રન્થોનાં નામ લખ્યાં છે તેમાંથી એક પછી એક લઈ અમારા પ્રમાણ સ્વરૂપ તેમાંના એક બે સુન્દર ચિત્ર દેખાડીશું. દેખાડીશું

કે કાલિદાસનું બહારની પ્રકૃતિનું વર્ણન અતુલ, અસાધારણ વર્ણન તેના કાવ્ય શિવાય બીજી જગાએ મળવા અતિ દુર્લભ છે. બહારની પ્રકૃતિનું વર્ણન કરવામાં કાલિદાસની અદ્વિતીયતા અવિસંવાદિતજ છે.

પ્રથમ કુમારસંભવમાં જોઇએ તો કવિએ ત્રીજા સર્ગમાં બહારની પ્રકૃતિનું વર્ણન કરવામાં કેવી અસાધારણ કવિત્વ શક્તિ દેખાડી છે! કિયો શ્લોક પડતો મૂકી કિયો શ્લોક વાંચનારને ઉપહાર આપીએ એનો નિર્ણય થઇ શકતોજ નથી. દેવરાજ ઇન્દ્રના કહ્યાથી પુષ્પધજવ કામદેવ મહાદેવનુ તપ ભંગ કરવા માટે હિમાળય ઉપર આવ્યો, સાથે તેના સહોદર વસન્તને પણ લેતો આવ્યો. વૈશાખ જેઠ મહીનાના જેવા સન્તપ્ત ગ્રીષ્મના સમયમાં પણ એ વસન્ત ઋતુનું વર્ણન એક ચિત્તે વાંચીએ તો ખરેખર જાણે આપણે વસન્ત ઋતુનોજ ઉપભોગ લેતા હોઇએ એવી ભ્રાન્તિ થયા વગર રહેશે નહિ.

**पर्याप्त पुष्प स्तवकस्तनाभ्यः स्फुरत् प्रवालोष्टमनोहराभ्यः ।**
**लतावधूभ्यस्तरवोऽप्य वापुर्विनम्रशाखा भुजबंधनाति ॥**

આ વાંચ્યાથી કોનું મન તન્મય ન થાય! લતા પુષ્પ સ્તવક જરા કુંચિત થઇને પડ્યા છે, તેમાં નવા નવા પલ્લવ થઇને અતિશય સુન્દર દેખાય છે, શાખા પ્રશાખાઓ નિમ્ર થઈ પડ્યા છે, કવિએ અહીં બીજી એક સૂક્ષ્મદર્શિતાની ઓળખાણ આપી છે. તેણે લખ્યુંછે કે, લતા વધૂરા જાણે પ્રિયતમ તરૂઓને ભૂજદ્વારા બંધન કરે છે! આવું સુન્દર વર્ણન કોને હૃદયગ્રાહી થઈ ન પડે! આ વસન્ત વનમાં બીજું એક ચિત્ર છે તે જોઇએ.

**लतागृहद्वारगतोऽथनन्दी वामप्रकोष्ठार्पित हेमवेत्रः ।**
**मुखार्पितकांगुलिसंग यैव मा चापलायेति गणान् व्यनैषीत् ॥**

મહાદેવનો શાકર નન્દી ડાબી તરફ સોનાની નેતર ઝાલીને મૂંગો લતા કુંજના દરવાજાપર ઉભો છે, અને જરા ક્રોધભરે મુખપર એક આંગળી સ્થાપીને જાણે પ્રથમ ગણને સંકેતથી શિક્ષા આપતો હોય ને

તેમ કહે છે કે, તમે અધીર બનો ના. આવી જગાએ આવું ચિત્ર પ્રાણારામ, પ્રીતિપ્રદ, નયનાનન્દદાયકજ છે. વળી,—

**निष्कम्पवृक्षं निभृताद्विरेफं मुक्ताऽजं शांतमृग प्रचारम् ।**
**तच्छासनात् काननमेव सर्वचित्रार्पितारंभमिवावतस्थे ॥**

નન્દીના તે સાંકેતિક શાસનથી ઝાડ નિષ્કંપ, ભૃંગયૂથ નિશ્ચલ, મૃગો પ્રચારરહિત, પશુપક્ષી નિઃશબ્દ—જાણે આખો બગીચો એક પ્રકાંડ ચિત્રપટ માત્ર હોય ને. આવું સ્પષ્ટ વર્ણન વાંચ્યાથી વાસ્તવિક આત્મ વિસ્મૃતિજ ઉપજે, હૃદયને પડે પડે તે અંકિત થઇ જાય, માનુષીય ચક્ષુએ પણ તે સ્પષ્ટ દેખાય અને મનમાં સર્વદાને માટે એક છાપ છપાઇ રહે.

વળી તપમાં ગરક થયલા મહાદેવની અવસ્થાનું વર્ણન જોઇએ.

**पर्यंक वन्धस्थिर पूर्वकाय मृन्वायतं सन्नमितो भयांसम ।**
**उत्तान पाणेद्व यसन्नि वेशात् प्रफुल्लराजीवामे वांकमध्यै ॥**
**कंठ प्रभासंग विशेषनीलां कृष्ण त्वचं ग्रंथिमती दधानम् ।**
**किंचित प्रकाशिस्तिमितो ग्रतार भुविक्रियायां विरत प्रसंगैः ।**
**नैत्र रवि स्पन्दित पक्षमालैर्लक्ष्यी कृत घ्राणमधोमयूसैः ॥**
**अवृष्टिसंरं भमिवां वुवाह मपामि वाधारमनुतरंगम् ।**
**अन्तश्चरणां मरूतां निरोधान्तिवात निष्कम्प मिव प्रदीपम् ॥**
**कपाल नेत्रान्तर लब्धमार्गैऽर्ज्योतिः प्ररोहैस दितैः शिरस्तः**
**मृणाल सूत्राधिक सौकुमार्यां वालस्यलक्ष्मी ग्लपयन्तमन्दोः॥**

બન્ને સ્કંધાગ્ર ભાગ જરા નમેલા સરળભાવથી વીરાસનમાં બેઠા છે. નાભિનો ઉપલો ભાગ સ્થિર છે, બન્ને હાથ ઉત્તાનભાવથી રહેલાછે, જાણે ક્રોડમાં પ્રફુલ્લપદ્મ શોભામાના જટાજૂટ ઉચ્ચા કરીને સર્પ દ્વારા બાંધેલા હોય ને, કાનમાં રૂદ્રાક્ષની માળા, પહેરવામાં કાળા મૃગનું ચામડું, વળી તે મૃગનું ચામડું પોતાના કંઠપ્રભાથી નીળ વર્ણ થયું છે. અલ્પ અલ્પ જોતા રહે છે, તથાપિ આંખના તારા નિશ્ચલ છે, પાંપણ

હાલતી નથી, પક્ષ્મ પંક્તિ પણ હલતી નથી, કેવળ નિમ્નાભિમુખથી નાસિકાના આગલા ભાગને અવલોકન કરેછે. પ્રાણાદિ વાયુનો નિરોધ કરીને વર્ણહીન મેઘ, તરંગહીન સમુદ્ર અથવા હવા વિનાના સ્થિર દીવાની પેઠે સ્થિર થઇ રહ્યા છે. વળી કપાળ નેત્રમાંથી બ્રહ્મરંધ્રમાંથી એક પ્રકારની જ્યોતિ નીકળે છે. તે જ્યોતિના પ્રભાવથી મૃણાલસૂત્રના કરતાં પણ સુકુમાર શિરઃ સ્થિત ચંદ્રકાન્તિને નિન્દિત કરે છે. તપમાં નિમગ્ન યોગિવરની આવી અવસ્થાનું ચિત્ર કદી કાલિદાસના કરતાં નીચી પંક્તિના લખનારને હાથે અંકિત થયું હોત, તો આવું સુન્દર અને મનોહર થાતજ નહિ.

હવે રઘુવંશમાંથી બે ચાર શ્લોકો આપી અમારા વાક્યની યથાર્થતા સિદ્ધ કરવાનો યત્ન કરીએ છીએ.

રઘુવંશમાં કાલિદાસે અસાધારણ કવિત્વ શક્તિ દેખાડી છે તેનું વર્ણન હાલ કરવાનું નથી. તે કવિત્વની ઇયિતા કરવાની શક્તિ અમારી ક્યાંથી હોય? માત્ર કવિ એક સુનિપુણ ચિત્રકર છે તેનો આભાસજ આપવાનો યત્ન કરીએ છીએ. કવિની આંખ અસાધારણ હતી. દિલીપને જ્યારે વશિષ્ટ ધેનુને લઇ વનમાં તેણે મોકલ્યો છે, ત્યારે તેણે તે અસાધારણ આંખથીજ જોયું હોય એમ જણાય છે.

**मरुत् प्रयुक्ताश्च मरुत्सखाभं तमर्च्यमारा दभि वर्त्तमानम् ।**
**अवाकिरन् वाललताः प्रसुनैरा चारलाजैरिव पौरकन्या ॥**

વાયુ ભરે આન્દોલિત થતી નવીન વનલતા નગરની કન્યાઓ જાણે તેને અક્ષતથી વધાવતી હોય, તેમને અંતર—પ્રભાત સમીપચારી અર્ચનીય ભૂપતિ ઉપર પુષ્પાંજલિ છાંટવા લાગી. કેવું સુંદર વર્ણન! કેવો સુંદર ભાવ! વળી જ્યારે દિલીપ વશિષ્ટના આશ્રમમાં પ્રવેશ કરે છે, ત્યારે કવિ આપણને જે ચિત્ર દેખાડે છે તે આપણાથી કદી વિસરાય નહિ તેવુંજ છે. હૃદયમાં દરેક પડે પડે તે અંકિત થઇ રહે છે તે ચિત્ર—

सेव्यमानौ सुखस्पर्शैः शालनिर्या संगधिभिः
पुष्प रेणूत् किवैचातैरा घुतवन राजिभिः ।
मनोऽभिरामाः शृण्वन्तो रथनेमिस्वानोन्मुखैः
षड्ज संवादिनीः केका द्विधाभिन्नाः शिखंडिभिः
परस्पराक्षिसा दृश्यमदूरोज्झित वर्त्मसु ।
मृग द्वन्द्वेषु पश्यनतो स्यन्दना वद्ध दृष्टिषु ॥
श्रेणी बन्धाद्वितं वदं भिरस्तंभां तोरण स्रजम् ।
सारसैः कलनिर्ह्रादैः क्वचि दुन्नमितानतौ ॥

માર્ગમાં જતાં જતાં શાલ તરૂમાંથી સુગંધ લેતો નાના પ્રકારના પુષ્પમાંથી રેણુ ઉડાવતો અને વનરાજિને મંદ મંદ હલાવતો સમીર સસ્ત્રીક દિલીપના શરીરપર વા લાગ્યો. તેના સ્પર્શથી તેઓ અનિર્વચનીય સુખ અનુભવ કરવા લાગ્યા, કોઇ ઠેકાણે ચક્રનો ગંભીર શબ્દ સાંભળી મેઘ ગર્જન ભ્રમથી મયૂરો ઉંચ્ચા મુખ કરી દ્વિવિધ ષડ તાલથી મનોહર કેકારવ કરતા હતા. તે તેમને કાને પડવા લાગ્યા. બીજી જગાએ વિશ્વાસ વશતઃ રથ માર્ગની પાસેજ રથ જોયાથી વિસ્માન્વિત થઇ ઉભા રહેલા હરિણ હરિણીઓનાં અનિમિષ નયનમાં તેઓએ પરસ્પર નયનનું સાદશ્ય જોયું, કોઇ જગાએ સારસ પક્ષીઓ આધાર વગર લટકતી તોરણની પુષ્પમાળા હોય તેવા આકારમાં શ્રેણીબદ્ધ થઈ ગગન માર્ગે ઉડતાં ઉડતાં મધુર રવ કરતાં કરતાં તે સાંભળી ઉંચે તેઓ જોવા લગ્યા. બીજા કેટલાક આવા વર્ણન કરેલા છે પરન્તુ લંબાણ થઇ જાય એ બ્હીકથી આપી શકતા નથી. આવું સુંદર વર્ણન બીજે કયાં મળી આવે? વર્ણનના સ્રોતમાં ભાવનો તરંગ તણાતો જાય છે, કવિત્વની શી બલીહારી? પ્રત્યેક લીટીમાં પ્રત્યેક શબ્દમાં કવિત્વની રેલભરેલા થઇ રહી છે. આવા આવા વર્ણન વાંચતાં વાંચતાં જનસમાજ એકીવારે વિસરી જવાય છે. સંસાર પણ ભૂલી જવાય છે. અન્તે પોતાના અસ્તિત્વપણાનું પણ ભાન રહેતું નથી. હૃદયમાં તરંગપર તરંગ ઉછળીને તેના દરેક ભાગને પવિત્ર

કરે છે. કવિત્વની સુનિર્મળ સ્નિગ્ધ જ્યોતિ: પ્રકાશ કરી હૃદયને સંપૂર્ણ રીતે પ્રકાશ કરે છે.

કાલિદાસનું બીજુંએક નૈસર્ગિક વર્ણન અહિં દેખાડવામાં આવે છે. એ કાલિદાસના રઘુના તેરમા સર્ગમાંનું છે. રાવણવધ તથા વિભીષણનો અભિષેક કરવામાં આવ્યો. રામ સીતા ઘણાંક કષ્ટ વેઠયાં પછી પાછાં મળ્યાં છે. પુષ્પક રથ તૈયાર થયો છે. પુષ્પક આકાશ માર્ગે ઉડયો, રામ સીતાને દેખાડવા લાગ્યા. પહેલો સમુદ્ર,—

**वैदेहि पश्यामलयाद्विभक्तं मत्सेतुना फेनिलमम्बु राशि ।**
**छायापथेनेव शरत्प्रसन्नमाकाशाविष्कृतचारु तारम ॥**
**तान्ता मवस्थां प्रतिपद्यमानं स्थितं दश व्याप्य दिश शोम हिम्रा ।**
**विष्णारिवास्या नवधारणीय मीदृक्त यारूप मीयत्तया वा ॥**

વૈદેહિ, મારા સેતુથી વિભક્ત અનંત ફીણવાળા નીલ સમુદ્રના તરફ જુઓ. જાણે શરત્કાલના અગણ્ય તારા ઘટિત નિર્મધ ગગનનીય હરિતાલીમાં બે ભાગ કરી રહેલાં છે.

પેલું જુઓ અનન્ત સમુદ્ર દશ તરફ વ્યાપી પડયો છે. દરેક ક્ષણે એનો આકાર પરિવર્ત્તન થાય છે. સમુદ્રનું રૂપ વિષ્ણુના જેવું છે શીરીતનો તથા કેટલો મોટો છે તે કોઇ પણ નક્કી કરી શકતા નથી.

સમુદ્ર મોટો છે તેમાં મગરમચ્છ માછલાં રહેલા છે,—

**ससत्त्वमादाय नदीमुखांभः सम्मीलयंतो विवृतान नत्वात्**
**अमी ततोभिः तिमयः सरंध्रैः उर्द्ध वित्तन्वन्ति जलप्रवाहान् ॥**

મગરમચ્છ વિકટ મુખ વિકાશીને નદીના મુખનું પાણી મુખમાં ભરે છે, આખરે માથાના છિદ્રમાંથી તે પાણી બહાર કાઢી નદીમાંથી આવતા જીવજંતુને ખાય છે.

મોટા અજગરો સમુદ્ર કિનારા ઉપર જલ તરંગની સાથે એકાકાર થઇને સુતા છે,—

**वलानि लाय प्रसृता भुजंगाः महोर्म्मि विस्फू ऊर्जखुनिर्विशेषाः ।**

**सूर्यांशु संपर्क समृद्धरागैः व्यज्यंत एते मणिभिः फणस्थैः ॥**

ગોટા મોટા અજગરો સમુદ્ર કિનારાનો વાયુ સેવન કરવા માટે લાંબા થઇને પડયા છે, સમુદ્ર તરંગની સાથે તેઓનો ભેદ નિરૂપણુ કરવો ઘણો મુશ્કેલ છે. જો સૂર્યરશ્મિ પડીને એઓનાં માથાંના મણિ ઝળહળી નહિ પ્રકાશત, તો કોઇ મગદુર નહોતી કે તે ઓળખી શકત. કિયો સાપ અને કિયા સાપ નથી.

જોતાં જોતાંમાં સમુદ્રનો કિનારો દેખાયો,—

**दूरादयश्चक्रनिभस्य तन्वी तमालतालीवन राजिनीला ।**
**आभाति वला लवणाम्बुराशेर्द्धारा न्विबद्धेव कलंकरेखा ॥**

છેટેથી સમુદ્રનો કિનારો દેખાય છે. કિનારો કેવો છે? તમાલ તથા તાલવનથી નીલવર્ણુ છે. જણાય છે કે જાણે એક મોટા લોખડના ચાકના કાણામાં પાતળી કલંકની રેખા જોવામાં આવેછે. સાગરનું આવું સુંદર ચિત્ર અંકિત કરવામાં જગતનો કોઇ પણ કવિ શકિતમાન થયો હોય તેવું લાગતુંજ નથી. કોઇ પણ ભાષામાં સમુદ્રનું આવું હૃદયગ્રાહી મનોહર વર્ણુન કહેલુંજ નથી. ઇંગ્લંડ પોતાને કવિયોની જન્મભૂમિ કહી અહંકાર કરે છે, પણ તેના કિયા કવિયે દરરોજ સાગરમાં ભ્રમણ કરવા છતાં પણ સાગરની આવી છબી દેખાડી છે. † કાલિદાસે જીવનમાં કદી સમુદ્ર જોયો હતો કે નહિ તે કહી શકાતું નથી, પરન્તુ ધન્ય છે તેની કલ્પનાને ! ધન્ય છે. તેની પ્રતિભાને ! તેણે સમુદ્રનું સુન્દર નયનાનન્દદાયક ચિત્ર દેખાડયું છે તે કદી ભૂલિ શકાશે નહિજ.

રથ રામની જેવી અભિલાષા હતી તેવી રીતે તે ચાલે છે. મુહૂર્તમાં સમુદ્ર કિનારે આવી પહોચ્યો. રામે દેખાડયું સીતે જુઓ,—

**एते वयं सैकत भिन्नशुक्ति पर्यस्त मुक्ता पटलं पयोधः ।**
**प्राप्ता मुहूर्तेन विमान वेगात् कुलं फलावर्जित पूगमालम् ॥**

---

† કેટલાક વાર્તિક લખનારાઓ બાયરનને આ વિષયમાં ઉત્તમ કહે છે. પણ અમે તેના સંપૂર્ણ વિરોધી છીએ.

આ તો આપણે રથ વેગથી પળમાં સમુદ્રના કિનાર ઉપર આવી પહોચ્યા. આ કિનારા ઉપર અસંખ્ય શોપારીના ઝાડ ફળથી નમેલા છે અને રેતીની ઉપર છીપ ચારે બાજુએ પડેલી હોવાથી ચારે તરફ મોતી ફેલાયલા હોય ને.

આકાશ નીરધિની સ્થૈરગામી પ્રમોદ નૌકાના પ્રમાણે રામનો પુષ્પક રથ જનસ્થાન, માલ્યવાન્, પંચવટી, પમ્પા, શતભંગાશ્રમ વગેરે પાર થઇને પ્રયાગમાં ગંગાયમુનાના સંગમ સ્થલમાં આવ્યો. અહિં નિર્મળ શ્વેતકાંતિ ગંગાપ્રવાહે કૃષ્ણકાંતિ યમુના પ્રવાહની સાથે મળીને કેવી અપૂર્વ શોભા ધારણ કરી છે,—

**क्वचित् प्रभातेपिभि रिन्द्रनीलैः मुक्तामयी यष्टि रिवानुविद्धा ।**
**अन्यत्र माला सित पंकजाना मन्दी वरैरूद्धत् खचिता न्तरेव॥**
**क्वाचित खगानां प्रियमानसानां कादंब संसर्गवतीव पंक्तिः ।**
**अन्यत्र कालागुरुदत्तदपत्रा भक्ति भुवंश्चन्दन कल्पितव ॥**
**क्वचित् प्रभा चान्द्रमसि तमोधिः छायाविलीनैः शवली कृतेव।**
**अन्यत्र शुभ्रा शारदभ्रलेखा रन्ध्राष्विवा लक्ष्यनभः प्रदेशा ॥**
**क्वचिच्च कृष्णोरग भूषणेव भस्मांगरागा तनुरीश्वरस्य ।**
**पश्यान वद्यांगि विभाति गंगा भिन्नप्रवाहा यमुना तरंगैः ॥**

હે સર્વાંગ સુંદરિ ! ગંગા યમુના તરંગની સાથે મિશ્રિત થઇને કેવી શોભા થઇ છે તે જુઓ. ક્યાં જણાય છે કે મુક્તાહારની વચ્ચમાં વચ્ચમાં નીલમણિ રહીને પોતાનો પ્રભા જાણે મોતીમાં લેપન કરી મૂકે છે. વળી એક એક જગાએ સફેદ પદ્મની માળા જાણે વચ્ચમાં વચ્ચમાં નીલપદ્મ જડેલા છે. કોઇ ઠેકાણે જાણે હંસ શ્રેણી, માનસ સરોવરમાં જાય છે, તેઓમાં કાદંબ હંસ પણ ચાર પાંચ છે. વળી ક્યાં જાણે પૃથ્વીસાર ચંદનની ટીપ કામને વચ્ચમાં કાળો ગુરૂ દઇને તેની શોભા સંપાદન કરી છે. ક્યાં જણાય છે કે પૂર્ણિમાની જ્યોત્સના, કેવળ વખતો વખત છાયાના અંધારામાં છુપાયેલી છે, ક્યાં શરતકાળનો નિર્જન મેઘ

વખતો વખત આડમાંથી નીલ આકાશપર ડોકીયા મારે છે. વળી એક સ્થાન જોયાથી એકદમ વિભૂતિ ભૂષિત શિવઅંગ કૃષ્ણસર્પ વિહાર કરે છે એવું જણાશે.

આટલું મીઠું, આટલું સુંદર, આટલું હૃદયોન્માકર વર્ણના, પ્રકૃતિનું આટલું સુનિપુણ અનુકરણ, કલ્પનાની આવી સ્નિગ્ધ દીપ્તિ બીજે કયાં મળે ? અમારી ઇચ્છા હતી કે બીજુ વધારે ઉત્કૃષ્ટ વર્ણના આપીએ, પરંતુ બીજા વિષય ચર્ચાવવા છે અને પુસ્તક મોટું થવાના ભયથી અહિંથીજ બંધ કરવું પડયું છે.

---

## શેકસપિયર અને કાલિદાસની નાયિકાઓ.

શેકસપિયરની નાયિકામાં લજ્જાનો ભાગ કેટલો છે તે જાણ્યાથી સહેલાઇથી સમજાશે કે લજ્જા સંબંધમાં કાલિદાસની કલ્પના શેકસપિયરની કલ્પનાથી કેટલી જૂદી જાતની છે. આ પ્રભેદનું કારણ જાણ્યાથી મિરાન્દાના કરતાં શકુન્તલાને હજારો દરજ્જે **लोक ललामभूता** તરીકે જણાશે. પંખાની આડમાં મોં છુપાવવું તથા રૂમાલથી આંખ ઢાંકવી એને લજ્જા કહેવામાં આવતી નથી. તે લજ્જા એક જાતની છલનાનું બીજું નામ માત્ર છે. પરંતુ જે લજ્જા હમણી હૃદયના છુપા ઝરામાંથી વહે છે, જેના પ્રભાવથી પ્રાણ, મન સ્તરે સ્તરે પોતાની મેળે કંપાયમાન થઇ જાય, અને પોતાના મનની વાત જીભ ઉપર પોતાની મેળે સજડ થઇ જાય, જે લજ્જા ખરેખર સરળપણાની સાથી છે, વિનયની માતા છે અને સૌન્દર્યની નિદાનભૂતા છે, અમે તે લજ્જાની વાત કહીએ છીએ. અમે હવે દેખાડીશું કે શેકસપિયરની કલ્પિત સુશિક્ષિત સંસ્કાર પામેલી નાયિકા મંડળમાં તે લજ્જા કેટલી બળવાન છે.

બ્રેબાનશીયોની કન્યા ડિસડિમોના ઓથેલોની જોડે પિતાના ઘરમાંથી નાશી ગયા પછી તેને કોર્ટમાં આણવામાં આવી, તે વેળાએ મર્મપીડિત બ્રેબાનશીઓએ પોતાની કન્યાના નિર્દોષિપણાના વિષયમાં પોતાની ખા-

તરજમા હોવાને લીધે ડિસડિમોનાને કહ્યું, "આવ; આવ, તારે શું કહેવું છે, તે કહે, તું તો જાણે છે કે અહિં તારે કોના ઉપર આધાર રાખવો જોઇએ." તે સાંભળીને ડિસડિમોનાએ જવાબ દીધો, "પિતાજી ! અહિં મારૂં કર્ત્તવ્ય બે ભાગમાં વહેંચાઇ ગયું છે, આપની આગળ હું મારા જીવન અને શિક્ષણને માટે કર્જદાર છું ખરી, અને તેટલાજ માટે હું આપની સન્માનના કરૂં છું, મારા સઘળા કર્તવ્યના નેતા આપજ છો, આપ મારા પિતા છો, પરન્તુ આ મારો સ્વામી છે. ટુંકામાં મારી મા પોતાના બાપના કરતાં પણ આપના ઉપર જેમ વધારે યત્ન અને કર્ત્તવ્ય શીલપણું દેખાડતી હતી, તેમ હું પણ આપના કરતાં મારા સ્વામીના ઉપર વધારે યત્ન અને કર્ત્તવ્યશીલતા દેખાડવામાં કોઇ રીતે પાછી હઠીશ નહિ !"

વૃદ્ધ રાજા લિયરે જ્યારે પોતાના ત્રણ કન્યાઓને બોલાવીને દરેકને પૂછ્યું કે, કોણ તને સર્વ કરતાં વધારે પ્યારો છે, ત્યારે શેક્સપિયરની નાયિકા કર્ડીલિયાએ સફેત વાળવાળા હિમાલયના જેવા રાજા પિતાની આગળ કહ્યું,

પિતાજી ! આપે મને જન્મ આપ્યો છે, મારૂં લાલનપાલન કર્યું છે, લાડ અને યત્ન કર્યા છે; હું પણ તે અનુસારે તે આપવા દેવાના યોગ નિયમાનુસારે આપને માન આપુંછું, પ્રેમ કરૂં છું અને સર્વ કરતાં વધારે ભક્તિ કરૂં છું. + × +

પરન્તુ હું જ્યારે લગ્ન કરીશ, અને જેઓ મારી જોડે વિવાહ કરશે તેઓ પણ મારા પ્રેમ યત્ન અને કર્ત્તવ્યશીલતાના અડધો ભાગના અધિકારી થશે. હું નિશ્ચય એવું લગ્ન કરીશ નહિ કે મારી બહેનોના જેવા લગ્ન કરીને પિતામાં સર્વ પ્રેમ ઉત્સર્ગ કરીશ નહિ.

લિયર—આ શું તારા હૃદયની વાત છે !

કર્ડીલીયા–હા પિતાજી !

લિયર–આટલી નાનો ઉમ્મરમાં આટલી નિર્દય થઇ.

કર્ડીલીયા—રાજન! આટલી નાની ઉમ્મરમાં પણ હું આટલી સત્યવાદિની છું."

વળી જ્યારે ઇંગ્લાંડનો રાજા સિંબેલાઇને પોતાની કન્યા ઇમોજેનને અજાણાકુલના પસ્થ્યુમસની જોડે વિવાહને માટે ઠપકો દઇને કહ્યું—હે દુર્વન્ત પામરિ! તારૂં આ શું યોગ્ય કામ છે, એટલે મારૂં ગયલું યૌવન તે આણ્યું—તેમ નહિ કરતાં તેં મારા વૃદ્ધાવસ્થા ઉપર બીજા વર્ષોનો વૃદ્ધાપો ખુશીથી મૂકયો?

ઇમોજેન—હે પિતા, હું આપને વિનંતિ કરૂં છું કે, આપ કંટાળીને હવે કષ્ટ સહન કરશો ના. હું આપનો ગુસ્સો અનુભવ કરવામાં હમણાં અસમર્થ છું કેમકે હમણાં મારા કષ્ટના પ્રભાવથી મારાં બીજાં સર્વ પ્રકારનાં દુઃખ ઢંકાઈ ગયાં છેઃ—

* * * *

સિંબે—તું એક ભીખારીની સાથે લગ્ન કરીને મારા સિંહાસનને શું તું નીચપણાના આસનમાં આણવા ઇચ્છે છે?

ઇમો—નહિ હું તેમાં ઉલટી ઉજ્વળપણાની આભા આપીશ.

સિંબે—અરે તું નીચ પામરિ!

ઇમો— મહારાજ! હું પસ્થ્યુમસને પ્રેમ કરી બેઠી છું. તે કેવળ આપના દોષથી. આપેજ તેને મારો રમવાનો સોબતીરૂપથી પાળ્યો હતો અને હવે હું જોઉં છું કે તે રમણી માત્રનો યોગ્ય પાત્ર છે. તેથી તેણે મને ઉલટો મારી અનુચિત કીંમતથી વેચાતી લીધી છે.

સિંબે—શું તું ઘેલી થઇ છે?

ઇમો—તેમજ છે. ઇશ્વિર મને સારી કરે. આ મારી ઉચ્ચા પ્રકારની વાસના છે કે, હું એક ખેડુતની કન્યા થઇને પસ્થ્યુમસરૂપ એક ખેડુતના પુત્રની કેમ પ્રણયિની થઇ નહિ?

સિંબે—રે તું મૂર્ખ પામરિ।

રોમિયોએ જુલિયટને કદી પણ જોઇ નહોતી, જુલિયટે પણ રોમિયોને કદી જોયો નહોતો, બે જણા એકએકને ઓળખતા નહોતા,

જાણતા નહોતા, એવી અવસ્થામાં જુલિયટના રાજ ભવનમાં એક દિવસે ઉત્સવ થયો હતો. રોમિયો પોતાની પ્રેમપાત્રી રોઝેલાઇનને જોવાની આશાથી છુપા વેશથી ત્યાં આવ્યો, ત્યાં આવીને સુન્દરી જુલિયટને જોઇ. તેને જોતાંજ રોમિયોના હૃદયમાંથી રોઝેલાઇનની પ્રતિમા ભૂસાઇ ગઇ અને જુલિયટની ઉજ્વલ રૂપ માધુરી ચિતરાઇ. જુલિયટ પણ તેના ભાવથી ગદ્દગદ થઇ ગઇ, રોમિયોના રૂપમાં મંત્ર ઉચ્ચારના જેવી થઇને અજાણ્યા શત્રુના હાથમાં મનમાં ને મનમાં પ્રાણમન ઉત્સર્ગ કર્યાં. આ બે અપરિચિત મુગ્ધ મુગ્ધાઓમાં ઘણા લોકોમાં છુપા વેશમાં બે જણામાં આવી વાતચીત થવા માંડી.

રોમિયો—કે આપના શરીર રૂપ પવિત્ર મંદિરને જો આ અનુપયુક્ત હાથથી કલંકિત કરે, તેનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, મારા હોઠપર લજ્જાશીલ ચુંબન તીર્થયાત્રી તે કંલક મોચન કરવા માટે તૈયાર રહેલોછે.

જુલિયટે પણ તેનો તરત ઉત્તર આપ્યા પછી બેઉ અપરિચિત માણસોમાં ગાલોપર ચુમ્બનનો, આઠમો કાયદો એટલે ચિર બંદોબસ્ત ઘણોજ સારી રીતે સ્થાપન થયો. કાયિક સુખના પછી રોમિયો અને જુલિયટે જાણ્યું કે બેઉ શત્રુઓ છે.

આવી રીતે શેકસપિયંરની લજ્જાના બળિદાનમાં સરળતા, વિનયના બળિદાનમાં સ્પષ્ટ કહેવું. રમણીની રમણીયતાના બળિદાનમાં પૌરૂષિક ઐાજસ્વિતા પગલે પગલે દીઠામાં આવે છે. પરન્તુ કાલિદાસમાં આવી નિર્લજતાનો આભાસ પણ જોવામાં આવતો નથી. તેનું કારણ શું છે? શકુન્તલાની જડીભુત વાતચીત, ઉર્વશીનો લતા મંડપમાં છેદો ભરાવવો, પાર્વતીનો સખી સમાજમાં અપ્રસ્તુત ભાવ, આ સર્વ કેમ થયા? જો કહો કે, કાલિદાસ એસિયા ખંડમાં જન્મ્યો છે તો તેથી શેકસપિયરની દિગન્તવ્યાપિની કલ્પનાના ઉંપર દોષ લાગે છે.

જે રમણીનું સૌન્દર્ય અને માધુર્યનો સર્વથી શ્રેષ્ટ ઉપકરણ છે, તે સરસ્વતીના ઇંગ્લડીય વરપુત્રની નાયિકા મંડળમાં ઘણીજ વિરલ છે. ગ-

મે તો શિક્ષિતા હોય કે અભણ હોય, પણ બધી નાયિકાઓ પુરૂષની પેઠે ખુલ્લે ખુલ્લું કહે એ એટલું બધું પ્રબલ છે કે, તેમાં તેની સ્વભાવિક સૌન્દર્યની ઘણીજ હાનિ થઇ છે. અમે ખુલ્લા રીતે કબુલ કરીએ છીએ કે, સરળ સ્વભાવની મિરાન્દા, કુલવિહારિણી પરડિટા, તેજસ્વિની હરમાઇયોની, સુચતુરા રોઝાલિંડા, એકાગ્રમનની જુલિયટ, પ્રેમમાં મુગ્ધ થયલી અફિલીયા, સર્વત્યાગી ડિસડિમોના, પિતૃ વત્સલા કર્ડીલીયા એ અમારી સ્નેહની સામગ્રી છે, પ્રીતિની સામગ્રી છે, ભક્તિની સામગ્રી છે, કેટલીકો તો અમારી પૂજાના સામગ્રી છે. નાના પ્રકારના ગુણમાં તેઓ ભૂષિત હોવાને લીધે અમે તેઓના દોષ શોધવાને કદી પણ ભૂલથી શંકલ્પ કરતા નથી, કદી ભૂલથી પણ અજાયબી પણ ઉત્પન્ન થતી નથી. પરન્તુ સ્થિર મનથી આ વિષય ઉપર વિચાર કરીને જોયાથી જણાય છે કે, તેઓના ગુણમાં એક ખોટ છે. તે ખોટને લીધે તેઓના સઘળા ગુણમાંની એક પાંખડી છુટી ગઇ હોય એવો ભાસ થાય છે. વિશેષ ધ્યાન લગાડીને જોયાથી જણાય છે કે તેઓમાં લજ્જાનો ભાવ એકીવારે નથી, અથવા સ્થલ વિશેષમાં લજ્જાનો કેવળ આભાસજ છે. કદાચ કોઇ કહે કે, લજ્જામાં ખરી સરળતાનું કેવળ નુકસાનજ થાય છે. લજ્જા કેવળ છલનાનું ઢાંકણ અને ચતુરાઇનો આડંબર છે. અમારા મતે કેવળ એક શાસ્ત્ર અને દર વર્ષના પંચાગના શિવાય કાવ્ય શાસ્ત્ર કદી પણ તેને સ્પર્શ કરાવવા ન જોઇએ. કુદરતના અનેક પદાર્થમાં, માનસિક અનેક ભાવમાં, હૃદયના અનેક ઉચ્છ્વાસમાં, એવો એક અનિર્દિષ્ટ, સૂક્ષ્મ, પ્રગાઢ તો પણ સ્વપ્નમય સૌન્દર્ય અને માધુર્ય ગંભીર ભાવમાં રહેલો છે કે, તેનો અનુભવ કરવો એ સર્વની શક્તિથી બહાર છે.

વરસાદની ઋતુમાં અડધી રાત્રે વિજળી અને ગાજવીજથી મૂસળધારે વરસાદ પડેલો જોઇને એક ખેડુત કદાચ ધારે કે " આ મોસમમાં ધાન્ય ઘણુંજ પાકશે, " એક શરીરતત્ત્વવિત્ કદાચ જોઇને કહે કે,

"આ વીજળી પડયાથી હવા ઘણીજ સ્વચ્છ થશે." પરન્તુ આ રાત્રિની નિસ્તબ્ધતામાં, ભયંકરી મેઘ ગર્જનામાં, દિગત્‌વિહારિણી વિજળીના રંગમાં, અસ્ત્ર વૃષ્ટિધારામાં કેવો એક મોહમંત્ર છે, કેવો એક સ્વપ્નાનો આભાસ છે, કેવી એક કલ્પના માધુર્ય ગ્રથિત છે તે કેવળ અનુભવની સામગ્રી છે. તે વર્ણન કરવાની વસ્તુ નથી. તે માધુર્ય ન્યાયશાસ્ત્રથી સિદ્ધ થતી નથી. ગણિતથી પ્રમાણ કરી શકાતી નથી. તર્કવિતર્કથી સિદ્ધ કરવી અસંભવિત છે. એ પ્રમાણે રમણીચરિતમાં લજ્જાની ખુબી વર્ણનની વસ્તુ નથી, તર્કવિતર્કનો પદાર્થ નથી, તે કેવળ અનુભવનો વિષય છે, ભોગનો વિષય છે, સ્વપ્નાનો વિષય છે. જો આ વિષયમાં કોઇને દાર્શનિક અજાયબીને ઘણીજ પરિતુપ્ત કરવી હોય તો અમે એટલુંજ કહીશું કે, લજ્જા સાહસનો વિરોધી છે, તેથી રમણી માધુર્યનો એક મોટામાં મોટા ઉપકરણ છે. હિમ્મત અને સ્પષ્ટતાએ પૌરૂપિક ગુણો છે, વિશેપતઃ પ્રેમના વિષયમાં તેમાંના કેટલાક અસુન્દર ભાવ છે. કારણ આ લોકના પ્રેમના પ્રભાતના આભાસમાં પણ શરીરની કંઇક છાયા પડે છે, તે છાયાજ સ્વપ્નમય અનુભવમાં રમણી હૃદય પોતાની મેળે સંકુચિત થઇ જાય છે. તે દુર્બળપણું પ્રકાશની આશકાથી રમણી હૃદય પોતાની મેળે જડ થઇ જાય છે. વિશેપ કરીને પ્રેમના પહેલા પ્રહરમાં, જ્યારે આશુક માશુક એક એકના મન જાણતા નથી, જ્યારે માશુક બળતા પ્રેમમાં બળતા છતાં પણ પ્રતિદાનની આશા રાખવામાં પણ તેની હિમ્મત થતી નથી, ત્યારે પ્રેમરૂપી કમળ કાળે લજ્જાના સુકુમાર પડદામાં ઢંકાઇ જાય છે, ધીરે ધીરે કુસુમકળિ જેમ જેમ ખીલવાની તૈયારી કરેછે, તેમ તેમ તે પડદો ખસતો જાય છે અને અન્તે તે ખીલેલા ફૂલની ડાખળીપર શોભા આપે છે. એ વાલ્મીકિથી લઇને જયદેવ પર્યન્ત બધા જાણતા હતા, સમજતા હતા અને કલ્પનાથી પણ અનુભવ કરી શકતા હતા, પરન્તુ દુર્ભાગ્યથી ઇંગ્લંડના મહાકવિમાં આ વિષયની જેટલી જોઇએ તેટલી મૂક્ષ્મદર્શીતા જોવામાં આવતી નથી. પ્રેમના પહેલા ઉછ્વાસની

જે લજ્જા છે, તે પોતાની વિશ્વવ્યાપિની પ્રતિભાથી જાણવા પામ્યો હતો ખરો, પરન્તુ તે ફક્ત જ્ઞાનથીજ જાણવા પામ્યો હતો, હૃદયમાં અનુભવ કરી શકયો નહોતો, અમે કહ્યું છે કે, લજ્જાજ ખીલતા પ્રેમનો સોબતી છે. તે શેક્સપિયરના દ્વારાજ સિદ્ધ કરવાને અમે પાછા હઠનાર નથી, પરન્તુ તેની જોડે શેક્સપિયરના દ્વારાજ એ પણ પ્રમાણ કરવાને તૈયાર છીએ કે, તે લજ્જાની માંહેલા સૌન્દર્યથી વિમુગ્ધ થયો નથી, અથવા થઈ શકતો નહોતો. પ્રેમના પહેલા ઉભરામાં લજ્જા એ સ્ત્રીના સ્વભાવમાં કુદરતી છે. ગમે તો તે શીખેલી હો કે ગમે તો તે અભણ હો, પણ જેમ સ્ત્રી પ્રેમ અનુભવ કરી શકે છે, તેમ લજ્જા પણ અનુભવ કરી શકે છે. પ્રેમના અરૂણ આભાસથી પ્રેમ લજ્જાના અસ્ફુટ લાલાસમાં રંજિત થાય છે ને થાય છે. મહાકવિ શેક્સપિયરના વિરૂદ્ધમાં અમે આટલું દુષણ દઈએછીએ ખરા, પરન્તુ તે પોતેજ અમારો સર્વથી મોટો સાક્ષી છે. જ્યારે મિરાન્દા અને ફર્ડિનન્દને એકાન્તમાં પ્રેમાલાપ કરવાનો લાગ મળ્યો, જ્યારે મિરાન્દાને પોતાના મનનો ભાવ પ્રકાશ કરવાનો અવસર મળ્યો, ત્યારે મિરાન્દાએ ફર્ડિનન્દને આવું કહ્યું હતું કે, હું મારી પોતાની અયોગ્યતા જાણીનેજ રોવુંછું ! કારણ હું મારૂ પોતાનું અયોગ્યપણું જાણીને આપને તે પ્રેમ આપવાની હિમ્મત થતી નથી, જે પ્રેમ આપની પાસેથી નહિ મેળવ્યાથી મારૂં મરણ નિશ્ચય છે. પરન્તુ એ પણ સામાન્ય વાત છે, તે છોડીને મારો પ્રેમ જેમ જેમ છુપાવવાની તજવીજ કરૂંછું, તેમ તેમ તે પૂર્ણતર અવયવ ધારણ કરે છે. એટલા માટે લજ્જામયી કપટતા ! તું મારાથી દૂર રહે અને હે પવિત્ર સરળતા ! તું જ મને ઉત્તેજિત કર[1]

અજ્ઞાત કુલવાન રોમિયોની સાથે નૃત્યની જગામાં પ્રેમપૂજાના અંજળીસ્વરૂપ ચુમ્બનાદિ ક્રિયા કરીને કુમારી જુલિયટ રોમિયોના ધ્યાનમાં નિમગ્ન થઇ. એક રાત્રિયે જુલિયટ વિરહવ્યથાથી ઉત્કંઠિત થઇને બિછાના ઉપરથી ઉઠીને પોતાના ઓરડાની બારીમાં ઉભી રહીને આકા-

1 Tempest અંક ૩ જો. પ્રવેશ ૨ જો.

શમાંના એ તારાને લક્ષીને રોમિયોના ઉપર પોતાનો પ્રગાઢ પ્રેમ પ્રકાશ કરવા લાગી, તે વેળાએ રોમિયો પણ ભીત ઓળંગીને તે બારીની નીચે ઉભો હતો. પ્રેમમુગ્ધ જુલિયટના મનનો અભિપ્રાય સાંભળીને પ્રેમમય રોમિયો પોતે પોતાને છુપાવી શક્યો નહિ, તેણે ચતુરાઇથી પોતાની ઓળખાણ આપીને જુલિયટની સામે ઉભો રહ્યો, આશુક માશુકનો મેળાપ થયો, પ્રેમનો પ્રથમ આલાપ થયો, મન ખોળીને વાતચીત થઇ, તેના ઉપરથી બેઉએ જાણ્યું કે, એક એકના ઉપર પ્રેમ કરે છે. ત્યારે જુલિયટે પહેલાં કહેલી પ્રેમની સર્વે વાત ઉપર લક્ષ રાખીને રોમિયોને કહ્યું,

તમે તો જાણો છો કે, મારૂં મોં આ રાત્રિના અંધકારમાં ઢંકાયલું છે, તે જો નહિ હોત, તો હું હમણાં જે પોતે પોતાને કહેતી હતી તે સર્વ વાત સ્મરણ થયાથી નિશ્ચય લજ્જાના રંગથી મારૂં મોં રંજિત થાત, મારી ઘણીજ મરજી છે કે, હું લૌકિક રીતિ અવલંબન કરૂં, અને મેં પહેલાં કહેલાં મારાં બોલને અસ્વીકારૂં, પરન્તુ હે લૌકિક આડંબર! હું તારી પાસેથી વિદાયગીરી લઉંછું + + + + +

હે પ્રશાન્ત રોમિયો! તમે જો મને ખરેખર ચાહતા હો, તો સરળ હૃદયથી મારી આગળ તે પ્રકાશ કરો. પરન્તુ જો તમે ધારો કે, આવી રીતે તમે ઘણીજ થોડી મહેનતથી મારૂં હૃદય અધિકાર કરવા પામ્યા છો, તો તે પણ સરળ હૃદયથી કહો. તે જાણ્યાથી હું પણ સાધારણ રીતિના પ્રમાણે તમારા પ્રેમની સ્પષ્ટતામાં પહેલાંથી વિરૂદ્ધભાવ દેખાડીશ, અને વાતમાં તમારા પ્રેમનું પ્રતિદાન આપવામાં કદીપણ ચાહીશ નહિ, તેમ થયાથી તમે વધારે મારૂં મન રાખવાનો યત્ન કરશો.[૧]

અમે બીજા પુષ્કળ ઉદાહરણોથી દેખાડીશું કે લજ્જા સ્ત્રી હૃદયનો એક સ્વાભાવિક ભાવ છે, તે શેકશપિયર સારીપેઠે જાણતો હતો. પરંતુ વળી અમે કહીએ છીએ કે, તે લજ્જાની ઇન્દ્રધનુવત્ સુકોમળ

૧ રોમિયો અને જુલિયટ અંક ૩ જો. પ્રવેશ ૨ જો.

રંગની છટા કલ્પનાની આંખથી જોઇ શકતો નહોતો અને તેની માધુર્યે પડે પડે અનુભવ કરી શકતો નહોતો. અદ્યાપિ શેકસપિયરે જે કંઇ લખ્યું છે તે લઇને કોઇ જાતની ઠઠ્ઠા મશ્કેરી કરવામાં અમારૂં હૃદય થર થર કંપે છે અને શરમાય છે તોપણ આટલું પૂછ્યા શિવાય રહી શકતા નથી કે, રોમિયોની સાથે જુલિયટની જે વાતચીત ઉપર અમે આવી ગયા છીએ, તે શું પ્રેમના બજારમાંની દુકાનદારીજ જેવી જણાતી નથી? આવી દુકાનદારી આવી સરળામય પોરૂપિકતા, આવી કષ્ટદાયક સ્પષ્ટતા અમારી આંખને તો ઘણીજ ખરાબ જણાય છે. પૂર્ણરીતે બેહાઇ કરવા જતાં હું લજ્જા કરતા જાણુંછું, આવા હૃદય સૂન્ય જ્ઞાનનો ઢોંગ કરવાના કરતાં લજ્જા એ શો પદાર્થ છે તે જાણતો નથી, એવું અજ્ઞાનપણું હજારો દરજ્જે મધુરતર છે, એજ પ્રમાણે મિરાન્દાએ પણ જ્યારે ફર્ડિનન્દના મોં ઉપર કહ્યું હતું કે, હે લજ્જામયી કપટતા! હું તેને ચાહતી નથી. ત્યારે કોના મનમાં નહિ આવે કે, મિરાન્દા ભાંડના નાચતા જેવી પોતાનો ભાગ બજાવે છે? કોના મનમાં નહિ આવે કે મિરાન્દા પોતાના મનમાં ધારે છે કે લજ્જારૂપ નૃશંસ રાક્ષસને પ્રેમના નન્દન કાનનમાંથી જબરદસ્તીથી હાંકી કાઢવો જોઇએ? પરંતુ સ્ત્રીનો હૃદયનો ભાવ ખરેખર કેવી રીતનો હોય છે? કદી પણ તેને રાગનો પદાર્થ હોતો નથી. કંટાળાનો પદાર્થ હોતો નથી. એટલુંજ નહિં પણ જતલંત જ્ઞાનનો પદાર્થ હોતો નથી. પ્રેમના પહેલાં ઉભરામાં શકુન્તલા જ્યારે દુષ્મન્તના મોં તરફ પણ જોઇ શક્તી નહોતી, ઉર્વશીનો છેડો જ્યારે માધવીલતામાં ભરાઇ ગયો હતો, પાર્વતી જ્યારે ધ્યાન મગ્ન મહાદેવના હાથમાં ફૂલમાળા આપવા જતાં લજ્જાની ચમકમાં ચમકિત થઇ ગઇ હતી, ત્યારે એ શું મનમાં આવતું નથી કે, ઘણી લજ્જાની વેળાએ પણ લજ્જાનું જ્ઞાન તેઓની બુદ્ધિમાં વિકાશ પોમતું હતું?

કેટલાકો કહે છે કે, શેકસપિયરની નાયિકાઓ લૌકિક આડંબરને

તાએ નથી, તેથીજ તેઓની સ્પષ્ટતા ક્ષમા કરવા જેવી અને મધુર છે: પરંતુ તેના જવાબમાં અમે કહીએ છીએ કે, લૌકિક આડંબરની સાથે સ્વાભાવિક વિનય અને લજ્જાશીલતાનો કંઇ સંબંધજ નથી. જો કહો કે, સ્વાભાવિક વિનય તથા લજ્જાશીલતાજ દુનિયામાં નથી, તો અમે આટલુંજ પૂછવા માંગીએ છીએ કે શેકસપિયરે પોતેજ તેની સાક્ષી આપીને પ્રકાશ કર્યું છે કે, પ્રેમ અને લજ્જા એક સૂત્રમાં હમેશાં બંધાવલા છે. અમે શેકસપિયરના તમામ નાટકોમાં જોઇએ છીએ કે, શેકસપિયર પોતે જાણતો હતો કે, પ્રેમ અને લજ્જા એક ડાળી ઉપર બે પદ્મના જેવા સરખા ખીલે છે, જેમ એક સ્વાભાવિક હોય છે, તેમ બીજો પણ સ્વાભાવિક છે. પરંતુ શેકસપિયર કેવળ દેશકાલમાં દોરાઇને તે સમયનો સામાજિક ભાવ અને રીત જોઇને તેણે પોતાની પ્રતિભાની મુકરર જગાપરથી અને પોતાની કલ્પનાના અધિકૃત સ્થળપરથી ભ્રષ્ટ થઇ ગયો છે, નહિ તો મિરાન્દા, જુલિયટ, ઓલિપિયા, જુલિયી વગેરે નાયિકાઓમા શામાટે રમણી લજ્જાનો જરા આભાસ દેખાડીને તરત ઘોર પૌરૂણિક કઠોરતામાં લાગ્યો ? મહાકવિ શેકસપિયર જાણતો હતો કે, રમણી હૃદયમાં લજ્જા નામની એક સુકોમળ વસ્તુ છે, તે જાણ્યા છતાં પણ જાણતો નહોતો કે, રમણી હૃદયનું સૌન્દર્ય વર્ણન કરવામાં તે એક અપરિહાર્ય ઉપકરણ છે: તે જાણતો હતો કે, સ્ત્રીમાં કે પુરૂપમાં આપણે લજ્જાશીલતા ન જોઇએ તો પણ બીજા ઉત્તમ ગુણો જોઇને વિમુગ્ધ થઇએ છીએ, તે જાણતો હતો કે, એક સ્ત્રી નેપોલિયન અથવા સ્ત્રી સોક્રેટીસ પૌરૂપિક નેપોલિયનત્વ અને સોક્રેટીસત્વની રક્ષા કરીને આપણી પ્રશંસાની, ભક્તિની, આદરની સામગ્રી થઇ શકે છે, પરન્તુ સ્ત્રીમાં અને પુરૂષમાં જે ખરેખરો પ્રભેદ છે તે શેકસપિયરના હૃદયમાં સૂક્ષ્મરૂપથી કદીજ જણાયું નથી, તે અમે એકજ ઉદાહરણથી સર્વ દેખાડી શકીએ છીએ.

રોમિયો અને જુલિયટમાં, જે પ્રેમને લીધે જુલિયટે દીવાલ

ઓળંગીને આવેલા રોમિયોને સમજવા માટે કેટલું બધું કષ્ટ સહન કર્યું છે, તે પ્રેમમાં મત્ત થયલી શકુન્તલાએ દુષ્મન્તને કેવી રીતે સમજાવ્યું? જ્યારે દુષ્મન્ત કહે છે કે, મારી બધી વાતમાં શકુન્તલા સામેલ થતી નથી, તોપણ હું વાત કરૂંછું તે એક ચિત્તથી સાંભળે છે, પોતાના હાવભાવ ઉપર કંઇ પણ શાસન અને પ્રમાદ ન દેખાડતાં પણ મારી સામુ ક્રમાગત જોયા કરે છે. એજ શું પ્રેમના ચિહ્ન નથી?[1]

શકુન્તલા પોતેજ સર્વ વાત કહેવાની ઇચ્છા રાખ્યાં છતાં પણ કંઇજ કહી શકતી નથી. અંગના હાવભાવથી મનનો ઉંડો તોપણ સરળ સત્ય અજ્ઞાતસારે જણાવી શકુન્તલાની તરફથી કહુંછું કહુંછું પણ કહેવાતું નથી. તેમાં રૂપ લજ્જાનો અભાર જ્વલન્ત અક્ષરોથી જાહેર કરવો એ જેટલું મધુર જણાય છે, તેટલું જુલિયટની દુકાનદારીમાં મધુર જણાતો નથી! જો વધારે જોવા ઇચ્છતા હો તો જુઓ, દુષ્મન્ત રાજા વિરહથી વ્યાકુલ શકુન્તલાના હાથમાં મૃણાળ બલય પહેરાવતાં પહેરાવતાં બાલ્યો—[2]

દુષ્યન્ત—અહા કેવી સુન્દર કોમળતા! આ સુન્દર બેઉ હાથમાં પુનરજીવન કમળીનાના જેવી પાણી વિગતશ્રી અને શક્તિ ધારણ કરી છે, અથવા એ કન્દર્પના જેવી હરકોપાનલમાં દગ્ધ થઇને ફરી દેવતા વર્ષીત અમૃતમાં પુનરજીવિન થાય છે.

શકુન્તલા—જલદી જલદી! આર્ય પુત્ર મને આ મૃણાળ બલય પહેરાવો.

આ "આર્ય પુત્ર" રૂપ સંબોધન સાંભળીને દુષ્મન્ત આનંદિત થયો. તેનો અનર્થ શો? બીજું સ્વામીના પ્રત્યે પ્રયોજ્ય "આર્ય પુત્ર" સંબોધન શકુન્તલાએ વાપર્યાં તેનો અર્થ શો? જેણે કાલિદાસનું શાકુન્તલ વાંચ્યું હશે, તેઓને જણાશે કે આ મર્મ પ્રકાશક "આર્ય પુત્ર" સંબોધન શકુન્તલાએ વિચાર કરીને, ગોઠવીને અને છલના કરીને વાપર્યો

---

૧ શકુન્તલાનો ૩ જો અંક.

૨ આ ભાગ કેટલાક શકુન્તલા નાટકની પ્રતમાં નથી.

નથી. આ સંબોધન અન્યમનસ્ક એકાએક મર્મના ઉચ્છ્વાસના બો-
ઝાથીજ લજ્જાશીલા શકુન્તલાએ કહ્યું હતું પરંતુ કેમ શકુન્તલાએ
મનમાં ને મનમાં દુષ્મન્તના ચરણમાં હૃદય ઉત્સર્ગ કર્યું હતું, મનમાં
ને મનમાં દુષ્મન્તની આશારૂપ પ્રેમ પ્રતિદાનમાં તે આટલી બધી
આશાવાન થઇ હતી, આટલી દુષ્મન્તની પ્રણયિની રૂપથી તેની સાથે
એક પ્રાણ થઇ પડી હતી, જે દુષ્મન્તને એક પળને માટે પણ પાસે
જોયલો જોઇને દુષ્મન્તને પારકો જાણવા પામી નહિ, એ માટે એકદમ
અન્યમનસ્ક ઉત્સાહિત હૃદયના પૂર્ણ ઉચ્છ્વાસમાં અજાણતા દુષ્મન્તને
" આર્ય પુત્ર " કહી લીધું. એમાં છલના નથી, દુકાનદારી નથી, લ-
જ્જાનો ચતુર આડંબર નથી, પ્રચલિત પ્રેમની સૂક્ષ્મ કારીગરી નથી,
વિના આયાસથી મુગ્ધા શકુન્તલાના મુખથી આ સંબોધન જાણે લજ્જાને
પ્રપંચના કરીને નીકળી પડયુ હોય એવું જોવામાં આવે છે, એ ઠેકાણે
અમે નૈસર્ગીક જગતના ઉપર હૃદય જગતનું પ્રાધાન્ય બનાવના ઉપર
ભાવનું પ્રાધાન્ય, માટીના ઉપર આત્માનું પ્રાધાન્ય પ્રમાણ થાય છે. પરન્તુ
આ પ્રાધાન્ય કાલિદાસ સમજ્યો હતો. શેકસપિયર તે સમજતો નહોતો.

બીજા પુષ્કળ શેકસપિયરના નાટકના વાર્તિક લખનારાઓએ શેક્સ
પિયરની નાયિકાઓના પક્ષ અવલંબન કરીને ઘણાક લખાણ લખ્યા છે,
કોઇ કોઇ લખનારા કહે છે કે, ગમે તો સુશિક્ષિત હો કે અશિક્ષિત હો,
સર્વ સ્ત્રીઓને લજ્જા કુદરતી હોય છે પણ અવસ્થા વિશેપમાં તે અપ્ર-
કાશિત રહે છે તથા ફુટે છે. તેઓ કહે છે કે, પ્રેમમાં મિરાન્દાની લજ્જા-
ની સ્ફુર્તિ થઇ નથી. તેનું કારણ એ છે કે, શકુન્તલાના જેવી એકાન્ત
દ્વીપમાં મિરાન્દાની એવી કોઇ સખીજ નહોતી કે જેની આગળ મિરા-
ન્દા લજ્જા કરી શકે તેથી ફર્ડિનન્દના જેવો પોતાને ગમતો પ્રેમી મળ્યા-
થી મિરાન્દા વગર સંકોચે સ્પષ્ટ બોલી હતી. પરન્તુ અમે પૂછીએ છી
એ કે, જો લજ્જા સ્વભાવસિદ્ધ તરીકે મનાય, તો મિરાન્દાના વૃદ્ધ પિતા
ના કરતાં શું શકુન્તલાની બે સખીઓ લજ્જા સ્ફુર્તિનુ વિશેપ કારણ

થાય કે? વૃદ્ધ પ્રસ્પેરે જ્યારે ફર્ડિનન્દના ઉપર મિરાન્દાનો પ્રેમ જોઇને તિરસ્કાર કરતો હતો. તેણે કહ્યું કે, હું ફર્ડિનન્દને બીજા માણસોની જોડે તુલના કર્યાથી તે કુત્સિત, કદાકાર કાલિવાનના જેવો દેખાય છે. અને બીજા માણસો દેવતા જણાય છે. તે વેળા એ મિરાન્દાએ જવાબ આપ્યો કે, હશે મારી પ્રીતિ છે તેથી હોય, તોપણ હું તેમાંજ સન્તુષ્ટ છું, કારણ ફર્ડિનન્દના કરતાં હું વધારે સુન્દર પુરૂષ જોવા ચહાતી નથી? નાની ઉમ્મરથી સખીઓની જોડે શકુન્તલા રહેતી હતી, તોપણ તેણે પોતાના પ્રેમનો પહેલો ઉછાળો આટલો બધો સ્પષ્ટ કહેવાની હિમ્મત કરી નહોતી. એક માશુક પોતાની વિશ્વાસુ સખીની આગળ પ્રેમની જે વાત સ્પષ્ટ કહી શકે છે, તે પોતાના આશકને કદી કહી શકતી નથી. આશુકના મનનો ભાવ જાણ્યાથી સખીઓ કદાચ મશ્કરી કરે તથા પોતાનો આશક કદાચ તાચ્છાલ્ય કરે, અથવા વિરક્તિ પ્રકાશ કરે, એટલુંજ નહિં પણ ધિક્કારે આવી આશંકાથી કુદરતે પોતે આવી લજ્જા રમણી હૃદયમાં મૂકી છે. રમણી હૃદયનું આ છુપુ તત્વ સંસ્કૃત કવિઓ સારી પેઠે જાણતા હતા. તેથીજ શકુન્તલાના મનનો ભાવ દુષ્મન્તે જાણવાની પહેલાં અનુસૂયા અને પ્રિયંવદા જાણવા પામી હતી. એથીજ ઉર્વશીની ચિત્રલેખા, માલતીની લવંગિકા અને રત્નાવળીની સુસંગતા સર્વથી પહેલાં પોત પોતાની સખીઓના પ્રેમની સ્ફુર્ત્તિઓ જાણવા પામી હતી.

બીજા કેટલાક વિવેચન કરનારાઓ કહે છે કે મિરાન્દા અને ફર્ડિનંદ, રોમિયો અને જુલિયટ વગેરે લગભગ સમાન પદવીના હતા, તેથી પદવીના તારતમ્યમાં લજ્જા અને ભય ઉપજવો સંભવતો નથી. પરન્તુ કાલિદાસે મર્ત્તનો પુરૂરવાની જોડે સ્વર્ગની અપ્સરાનું પ્રેમ વર્ણન કરવામાં અને ભવભૂતિએ સમાન પદવીવાળા માલતી માધવનું પ્રેમ વર્ણન કરવામાં સ્વભાવસિદ્ધ લજ્જાની એક પાંખડી પણ ખસાડી નથી. આશુક માશુકની પદવીના વધતા ઓછાપણાથી પ્રેમના પ્રતિદાનના વિ-

પંચમાં ભયનો તથા આશંકાનો તારતમ્ય ઉત્પન્ન થઇ શકે, પરન્તુ ખ-રી લજ્જાની જોડે તેનો શો સંબંધ છે?

બીજા વાર્તિક લખનારાઓ કહે છે કે, શેકસપિયરની નાયિકાનો પ્રેમ એટલો બધો પ્રબળ હતો કે, તે લજ્જાનો અડધો બાંધેલો ભાગ ભાંગી નાખીને પૂર્ણ ઉચ્છવાસથી જીભ ઉત્સાહીત થઇ પડી હતી, પરન્તુ અમે પૂછીએ છીએ કે શેકસપિયરની નાયિકાના કરતાં કાલિદાસ અને ભવભૂતિની નાયિકાઓ શું વધારે પ્રેમથી ઉન્મત્ત થયેલી નહોતી? જો ત્યાગ સ્વીકારવો એ પ્રેમના વત્તાપણાનું પ્રમાણ થતું હોય, તો શેકસપિયરની કોઇપણ નાયિકાએ પ્રેમની આશામાં પાર્વતીના જેવી યૌવનમાં યોગીની થઇને ભયંકર કઠોર વ્રત સાગરમાં શું પોતાને ડૂબાડી રાખી છે? તેની કોઇ પણ નાયિકાએ ઉર્વશીના જેવું અનન્ત સુખ છોડી દઇને મર્ત્યલોકમાં રહેવાની ઇચ્છા કરી છે? તેની કોઇ પણ નાયિકા રત્નાવલીની પેઠે લજ્જાના ભયથી તો પણ પ્રેમના ઉભરાને લીધે મૃત્યુના હાથમાં શું પોતાનો ઉત્સર્ગ કરવા ગયલી છે? જુલિયટના મરણની વાત, તો આપણે જાણીએ છીએ, પરન્તુ જુલિયટે કદી પણ આત્મહત્યા કરી નથી, તેથીજ અમે કહીએ છીએ કે જૂદી જાતીયમાં ભિન્ન જાતીયની તુલના થતી નથી તેથીજ અમે આગળ કહી ગયા છીએ કે, જો શેકસપિયર એક સૌર જગતનો સૂર્ય સ્વરૂપ થાય, તો કાલિદાસ બીજા એક સૌર જગતનો સૂર્ય સિવાય બીજું કંઇ પણ થશે નહિ. ખરૂ છે કે, દિગન્તવ્યાપિની, દિગન્તઅતિક્રમકારી શેકસપિયરની કલ્પનાની સામે રૂદ્રરસ, બયાનક રસ, અદ્દભુત રસ; મનુષ્ય પ્રકૃતિના સુન્દર તથા કુત્સિત, કોમલ તથા કઠોર ભાવ નખાગ્રની પેઠે જણાય છે, દર્પણના સરખા આંખના સામે ખડા રહે છે. અધાપિ અમે કાલિદાસના વિષય તેમ કહી શકતા નથી તોપણ આટલું કહ્યા સિવાય રહી શકતા નથી કે, કાલિદાસનો સ્વર્ગ મર્ત્યવ્યાપિની, મહત્કલ્પના સુન્દર તથા ચમત્કૃત રસથી એટલી બધી પરિપ્લુત રહેતી એટલી બધી નિમગ્ન થવા

ચાહતી કે, કાલિદાસ ભયાનક વસ્તુમાંથી પણ વીભત્સમય વસ્તુમાંથી પણ અદ્દભુત વસ્તુમાંથી પણ સુન્દરભાવ વીણીને કલ્પનાથી અપૂર્વ સુન્દરતમ કુસુમમાં સજાવવા ચાહતો હતો. સૌન્દર્યજ તેવી કલ્પનાની હદ હતી. કાલિદાસ સૌન્દર્ય જગતનો રાજા હતો. લજ્જાશીલ શકુન્તલા, છળનામયી ઉર્વશી, તગસ્વિની પાર્વતી તેની કલ્પનાના સરસ ઉદાહરણો છે.

---

## શકુન્તલા અને મિરાન્દા.

બેઉ ઋષિકન્યા છે, વિશ્વામિત્ર અને પ્રસ્પરો બેઉ રાજર્ષિ છે. બેઉ ઋષિકન્યા તરીકે અમાનુષિકસાહાય પ્રાપ્ત થયલી છે. મિરાન્દા એરિયલ રક્ષિત અને શકુન્તલા અપ્સરા રક્ષિત છે.

બેઉ ઋષિપાલિતા છે. બેઉ વનની વેળ—બેઉ સૌન્દર્યમાં ઉદ્યાનલતા પરાભૂત છે. શકુન્તલાને જોયાથી રાજવરોધવાસિનીઓનું મ્લાનિભૂત રૂપલાવણ્ય દુષ્મન્તને યાદ આવ્યું.

**शुद्धन्तदुर्लभमिदंच पुराश्रमवासिनो यदि जनस्य ।**
**दूरी कृताः खलु गुणैरुद्यानलता वनलताभिः ॥**

ફર્ડિનન્દે પણ મિરાન્દાને જોયાથી તેવોજ વિચાર કર્યો હતો.

Full many a lady,
I have eyed with best regard and many a time,
The harmony of their tongues hath into bondage
Brought my too diligent ear for several virtues
Have I liked several women;
but, you; o you
So perfect and so peerless are created of every
creature's best.

બેઉ જંગળમાં પ્રતિપાળિત થયલી છે; સરળતાનો જે કંઇ મોહમંત્ર છે, તેમાં બેઉ સિદ્ધ છે. મનુષ્યાલયમાં રહીને સુન્દર સરળ, વિશુદ્ધ

રમણી પ્રકૃતિ ખરાબ થાય છે–કોણ મારા ઉપર પ્રેમ રાખેછે, કોણ મને સુન્દર કહે છે, કેવી રીતે પુરૂષ વશ કરૂં, આવી ઇચ્છાથી નાના પ્રકારના વિલાસ વિભ્રમાદિમાં, મેઘવિનાના ચંદ્રના જેવી મધુરતામાં કાળાશ આવી જાય છે. શકુન્તલા અને મિરાન્દામાં આવી કાળાસ નહોતી કેમકે તેઓ લોકાલયમાં પ્રતિપાલિત થઇ નહોતી. શકુતલા વલ્કલ પેહેરી, નાની ગાગર કેડે લઇને ઝાડ પાનને પાણી સિંચન કરતી ફરતી હતી, સિંચિત પાણીથી ધોવાયલા નવમલ્લિકા જેવી પોતે શુભ્ર, નિષ્કલંક, પ્રફુલ્લ. ચારે બાજુએ સુગંધ ફેલાવતી હતી. તેનો બ્હેનનો સ્નેહ નવમલ્લિકાના ઉપર, ભાઇચારાનો સ્નેહ ઝાડપાન ઉપર, પુત્ર સ્નેહ માતૃહીન હરણના બચ્ચાં ઉપર હતો; પતિને ઘર જતી વેળાએ એઓની આગળ વિદાયગીરી લેવાની વખતે શકુન્તલા અશ્રુમુખી, ખેદિત, ગભરાયલી થઇ ગઇ હતી. કોઇ ઝાડની જોડે મશ્કરી કરીને, કોઇ વેલાને લાડ લડાવીને અને કોઇ ફૂલના ઝાડને પ્રેમ કરીને શકુન્તલા સુખી થતી હતી. લજ્જા તેના ચરિત્રમાં ઘણીજ પ્રબલ હતી; તે વાતચીતની વેળા દુષ્મન્તની સામે લજ્જાવાન સુખી થઇ બેઠેલી હતી–લજ્જાની ખાતર પોતાના હૃદયનો પ્રેમ સખીઓની સામે સહેલાઇથી કહી શકતી નહોતી, મિરાન્દા તેવી નહોતી. મિરાન્દા લજ્જાળું નહોતી. લજ્જા વળી ક્યાંથી આવે? પોતાના પિતા સિવાય બીજા કોઇ પણ પુરૂષને તેણે દીઠો નહોતો. પહેલ વહેલા ફર્ડિન્દને જોઇને મિરાન્દા સમજવા પામી નહોતી કે આ કોણ છે!

Lord! how it looks about! Believe me Sir;
It arries abrave from; but tis a spirit.

જનમંડળમાં ચાલતી જે સર્વ આચરણો છે, તે શકુન્તલામાં જોવામાં આવે છે, પરન્તુ મિરાન્દામાં તે નજરે પડતી નથી. પિતાની આગળ ફર્ડિનન્દના રૂપની પ્રશંસા કરવામાં તેણે કંઇ પણ અંકોચ આણ્યો નહોતો. જેમ બીજા કોઇ ચિત્રની પ્રશંસા કરતી હતી તેવીજ તેની પ્રશંસા કરી,—

I might call him, A thing divine
For mothing natural, I ever saw so noble.

ટૂંકામાં સ્વભાવદત્ત સ્ત્રી ચરિત્રમાં પવિત્રતા, જે મોટામાં મોટી લજ્જા છે, તે મિરાન્દામાં જણાતી નથી, એથી શકુન્તલાની માધુર્યતા વધારે દીપી નીકળે છે. જ્યારે પોતાના પિતાને ફર્ડિનન્દને પીડવામાં પ્રવૃત્ત થયલો જોયો, ત્યારે મિરાન્દાએ પોતાના પિતાને કહ્યું.—

O dear father, make, not a rash
trial of him for he's gentle and not fearful.

જ્યારે પિતાના મુખથી ફર્ડિનન્દના રૂપની નિન્દા સાંભળી, ત્યારે મિરાન્દા બોલી,—

My affections are then most humble
I have no ambitions. To see a goodlier man.

આના ઉપરથી આપણે સમજી લીધું કે મિરાન્દા સમાજના આચાર વ્યવહારથી અજાણી છે. પરન્તુ મિરાન્દા પારકાના દુઃખથી દુઃખિત છે, મિરાન્દા સ્નેહશાલિની છે, મિરાન્દામાં લજ્જા નથી. પરતુ લજ્જાનો સાર ભાગ જે પવિત્રતા છે. તે તો છે.

જ્યારે રાજપુત્રની જોડે મિરાન્દાનો મેલાપ થયો, ત્યારે તેનું હૃદય પ્રેમના સ્પર્શ વિનાનું હતું, કેમ કે બાલ્યકાળથી પિતા અને કાલિવનના સિવાય બીજા કોઇ પુરૂષને તેણે જોયો નહોતો. શકુન્તલાએ પણ જ્યારે રાજાને જોયો, ત્યારે તે પણ શૂન્ય હૃદયની હતી. ઋષિઓના શિવાય બીજો પુરૂપ તેણે જોયો નહોતો. બેઉ તપોવનમાં—એક સ્થાનમાં કણ્વનું તપોવન અને બીજા સ્થાનમાં પ્રસ્પેરોનું તપોવન અનુરૂપ નાયકને જોતાંજ પ્રેમશાળિની થઇ. પરંતુ કવિયોનું આશ્ચર્ય કૌશળ જુઓ; તેઓએ મસલત કરીને શકુન્તલા અને મિરાન્દાનું ચરિત્ર રચવામાં ગૂંથાયા નહોતા. તો પણ એક માણસ જેમ બે ચિત્ર એક સરખા બનાવે છે, તેમ આ બે કવિયોનાં ચિત્રો એક સરખા થયા છે. જો એક જણ બે ચરિત્ર રચત, તો કવિ શકુન્તલાના પ્રેમના લક્ષણ અને મિરાન્દાના પ્રી-

તિના લક્ષણમાં શો ભેદ પાડી શકત ? શકુન્તલા સમાજના આચાર વ્યવહારથી જાણતી હોવાને લીધે લજ્જાશીલ થઇ હતી, એટલા માટે તેનો પ્રેમ મુખથી કહેવાતો નથી. કેવળ લક્ષણથીજ ઓળખાતો હતો, પરંતુ મિરાન્દા સમાજના આચાર વ્યવહારથી અજાણી હતી. લૌકિક લજ્જા એ શું છે તે જાણતી નહોતી, એટલા માટે તેના પ્રેમના લક્ષણ વાક્યથી પરિસ્ફુટ થયા હતા. પૃથક્ પૃથક્ કવિઓએ રચેલા બે ચિત્રોમાં તેમજ બન્યું છે. દુષ્મન્તને જોમાંજ શકુન્તલા પ્રેમમાં આસક્ત થઇ ગઇ હતી; પરંતુ દુષ્મન્તની વાતને તો પડતી મૂકીએ પણ બે સખીઓએ જ્યાં સુધી તેને ક્લેશ પામતી જોઇને સર્વ વાત અનુભવથી સમજીને, ઘણું સમજાવ્યા પછી તેઓએ જાણ્યું, ત્યાં સુધી તેઓની આગળ શકુન્તલાએ આ નવા વિકારનો પ્રસંગ પણ કાઢયો નહોતો, કેવળ લક્ષણથીજ તે ભાવ જણાતો હતો—

**स्निग्धं वीक्षितमन्यतापि नयने यं प्रेरयान्त्या तथा,**
**यातं यच्च नितम्बयो र्गुरुतयामन्दं विलासादिवा मागा ।**
**इत्युपरुद्धया यदपि तत् सासूय मुक्तासखी,**
**सर्वं तत् किल मत्परायणमहो कामः स्वतां पश्यति ॥**

દુષ્મન્તને છોડવાની વેળાએ ઝાડમાં શકુન્તલાના વલ્કલ ભરાયા, પગમાં કુશાંકુર ભોકાયા, પરન્તુ મિરાન્દાને તેમ કરવાની જરૂર પડી નહોતી. મિરાન્દા તેમ કરવાનું જાણતી નહોતી. પ્રથમ જોવાની વેળાએ મિરાન્દાએ અસકુંચિત ચિત્તથી પિતાને પોતાનો પ્રેમ જણાવ્યો હતો,—

This is the third man I ever saw;
the first that e'er I sighed for.

પિતાને ફર્ડિનન્દને મારવામાં તૈયાર થયલો જોઇને ફર્ડિનન્દને પોતાનો પ્રિયજ કરીને પિતાની દયા ઉસ્કેરવાનો યત્ન કર્યો. પ્રથમ અવસરમાંજ ફર્ડિનન્દને આત્મસર્પણ કર્યો.

દુષ્મન્તની સાથે શકુન્તલાનું પહેલ વેહેલું પ્રેમનું સંભાષણ એક જાતની છુપાઇ રહેવાની રમતના જેવું હતું. " સખિ, રાજાને શા માટે પ-

કડી શકે છે?" "ત્યારે હું જતી રહું છું" "આ ઝાડની પછવાડે છુપાઉં છું" શકુન્તલાના આ બધા બાહાના હતા. મિરાન્દામાં તેમાંનું કંઇજ જોવામાં આવતું નથી. જે સર્વ ગુણ લજ્જાશીલા કુલબાળામાં હોવા જોઇએ તે શકુન્તલામાં હતા, પરન્તુ મિરાન્દા વનમાંનું એક પક્ષી હતું. પ્રભાતારૂણાદય થતાંજ ગાવામાં તે શરમ રાખતી નહોતી, વૃક્ષના ફલ, સાંઝની હવા મળતાંજ પોતાનું મોં પ્રફુલિત કરવામાં શરમાતી નહોતી. નાયકને મળ્યાથી મિરાન્દા વાતચીત કરવામાં શરમાતી નહોતી,—

By my modesty,  
The jewel in my dower—would not wish  
Any companion in the world but you;  
Nor can imagination from a shape  
Besides yourself, to like of.  
Hence bashful cunning!  
And prompt me, plain and holy innocence.  
I am your wife, if you will marry me.  
If not, I die your maid; to be your fellow  
You may deny me, but I will be your servant  
Whether you will or no.

અમારી ઇચ્છા હતી કે મિરાન્દા ફર્ડિનન્દનું આ પહેલ વહેલું પ્રેમનું સંભાષણ સર્વે ઉતારી લેવું, પરન્તુ પછીથી વિચાર થયો કે, તેમ કરવું નિષ્પ્રયોજન છે. કારણ કે જે અંગ્રેજી જાણે છે તેના ઘરમાં શેક્સપિયરના થોડાં ઘણાં નાટકો હોય છે, સર્વ મૂળ ગ્રન્થ ઉઘાડીને વાંચી શકે છે. બગીચામાં રોમિયો અને જુલિયટની જે પ્રેમની વાતચીત થઇ છે, તે અંગ્રેજી જાણનારાઓમાં પ્રખ્યાત છે, અને હાલના કાલેજના વિદ્યાર્થિયોએ તે મોઢે કરેલી છે. તે પ્રમાણે મિરાન્દા તથા ફર્ડિનન્દના પ્રસંગમાં કંઇ ઓછું જાણતા નહિ હશે. જેમ જુલિયટે કહ્યું હતું કે, "મારૂં દાન

સાગરના જેવું અસીમ છે, મારો પ્રેમ સાગરના જેવો ઉંડો છે." મિરાન્દા પણ આ ઠેકાણે આ મહાન ચિત્તભાવથી પરિપ્લુત હતી. એના જેવી અવસ્થામાં લતામંડપની નીચે દુષ્મન્ત શકુન્તલાની જોડે જે મેળાપમાં શકુન્તલા હમેશના બંધ થયાની હૃદયની કળી પ્રથમ અભિમત સૂર્યની સામે ખીલાવીને હસી, તે મુલાકાતમાં જેટલો જોઇએ તેટલો ગૌરવ નથી. માનવ ચરિત્રના કિનારા સુધી પ્રધાતી જેમ ચંચળ લહેરો તેના હૃદયમાં જોવામાં આવે છે, તેમ શકુન્તલા નલિની કોરકને શુંડથી ઉપાડીને વન ક્રીડાની ઇચ્છા પૂર્ણ કરે છે, તેથી શું કમળી ખીલશે?

જે આ વાતનો વિચાર યાદ રાખશે નહિ તે શકુન્તલાનું ચરિત્ર સમજશે નહિ; જે પાણીના છાંટવાથી મિરાન્દા અને જુલિયટ ખીલી હતી, તે પાણીના સિંચનથી શકુન્તલા ખીલી નહોતી; પ્રેમમાં આસક્ત થયલી સરલામાં બાળકનું ચંચલપણું, બાળકનાં ભય અને બાલિકાની લજ્જા દીઠામાં આવે છે, પરન્તુ રમણીનું ગંભીરપણું, રમણીનો સ્નેહ ક્યાં છે? કદાચ એનું કોઇ કારણ કહેશે કે, લોકોચારનું જૂદાપણું અને દેશ ભેદથી આમ બનેલું છે. ખરેખર તેમ નથી, દેશી કુલવધુ હોવાને લીધે શકુન્તલા શરમને મારે આવી થઇ છે; અને મિરાન્દા તથા જુલિયટ શરમ નહિ રાખનારી વિલાયતી મડમ હોવાને લીધે મનની ગાંઠ ખોલી મૂકી છે એ પણ નથી. શૂદ્રાશય વિવેચન કરનારાઓ સમજતાં નથી કે દેશભેદથી અથવા કાળભેદથી કેવળ બહારનો ફરક પડે છે. એટલું નહિ પણ મનુષ્ય હૃદય સર્વ દેશમાં અને સર્વ કાલમાં એક સરખું રહે છે. ઉલટું વધારે કહેવામાં આવે, તો મિરાન્દા, જુલિયટ અને શકુન્તલામાંથી શકુન્તલાને વધારે બેશરમી કહેવાઈ શકાય. એણે જે કંઈ કહ્યું છે તે કેવળ છિ છિ, કેવળ જાઉં છું, જાઉં છું, કેવળ છુપાવું, આ સર્વ જરા જરા ચાતુરી છે, જેમ કે—

" अद्वपधे सुमारिअ पदस्स हुत्पवूयंसिप्ये भिणोल वलअस्स कदे पाडिणिवुत्तान्धि ।

ઇત્યાદિ થોડું અગ્રગામીપણું છે, જેમકે દુષ્મન્ત બોલે-

नन्नु कमलस्य मधुकरः सन्तुष्यति गंधमात्रेण

આ સાંભળીને શકુન્તલાએ પૂછ્યું.

આટલા સિવાય બીજું કંઇ વધારે નથી. આ કંઇ કવિનો દોષ નથી, ઉલટો કવિનો ગુણ છે. દુષ્મન્તના ચરિત્ર ગૌરવથી નાની શકુન્તલા અહિં ઢંકાઇ ગઇ છે. ફર્ડિનંડ અથવા રોમિયો ક્ષુદ્ર માણસ છે. નાયિકાની ઉમ્મર લગભગ એક સમાન છે. ઘણું કરીને સરખે સરખા યોગ્ય છે. જગતમાં પ્રખ્યાત દુષ્મન્તની આગળ શકુન્તલા કોણ? દુષ્મન્ત રૂપી મહાવૃક્ષની છાયા શકુન્તલા કળીને સંકોચી મૂકી છે. તે ઉત્તમ પ્રકારે ખીલવીને કહી શકતી નથી, એ પ્રેમની વાતચીત નથી. રાજક્રીડ પૃથ્વીપતિ કુંજ વનમાં બેસીને મરજી પ્રમાણે પ્રેમ કરવાનું રૂપ ધારણ કરીને રમવા બેઠા છે.

આ તેનું પ્રમાણ છે. કેટલાક મહીના પછી શકુન્તલા પૌરવની સભામાં ઉભી રહીને દુષ્મન્તને તિરસ્કારથી કહેવા લાગી, અનાર્ય પોતાના હૃદયના અનુમાનથી સર્વને શું જુઓ છો ? તે શકુન્તલા લતામંડપમાં બાલિકાજ છે. એનું કારણ કુલકન્યા સુલભ લજ્જા નથી, તેનું કારણ દુષ્યન્તના ચરિત્રનો વિસ્તાર છે, જ્યારે શકુન્તલા સભામાં તજાઇ, ત્યારે શકુન્તલા પત્ની રાજમહિષી માતૃપદમાં ચઢેલી હતી તેથી તે વેળાએ શકુન્તલા રમણી થઇ; અહિં તપોવનમાં તપસ્વિકન્યા, રાજ પ્રભાવની અનુચિત અભિલાષિણી અહિં શકુન્તલા કોણ છે? હાથીના શુંડમાં પદ્મ માત્ર છે. શકુન્તલાનો કવિ ટેમ્પસ્ટના કવિથી હીનપ્રભાવાળો નથી આ દેખાડવા માટે આટલો યત્ન કરવામાં આવ્યો છે.

---

## શકુન્તલા અને ડિસડિમોના.

શકુન્તલાની જોડે મિરાન્દાની તુલના આગળ કહી ગયા છીએ, તેની સાથે એ પણ દેખાડયું હતું કે, શકુન્તલા બરાબર મિરાન્દા નથી.

પરંતુ મિરાન્દાની સાથે તુલના કર્યાથી શકુન્તલા ચરિતનો એક ભાગ જાણવામાં આવ્યો. શકુન્તલાચરિત્રનો બીજો એક ભાગ સમજવાને બાકી રહેલો છે. ડિસડિમોનાની જોડે તુલના કરીને તે ભાગ સમજાવવાની ઇચ્છા રાખીએ છીએ.

શકુન્તલા અને ડિસડિમોના બે એકમેકના તુલનીયા છે, અને અતુલનીયા પણ છે. તુલનીયા એ માટે છે કે, તેઓએ મોટેરાની અનુમતીની વાટ નહિ જોતાં પોતાનો પ્રેમ સમર્પણ કર્યો. ગોતમીએ શકુન્તલાને વિશે દુષ્મન્તને જે કંઇ કહ્યું હતું, તે ઓથેલોને લક્ષીને ડિસડિમોનના સંબંધમાં કહેવાઇ શકાય.

**णावेक्खिदो गुरुअणो इमिए णघु तुपवि पुच्छिदोबन्धु एक्कं एव चरित्र किंभणदु एक्कं एक्कस्स ।**

તુલનીયા એટલા માટે છે કે બેઉએ વીરપુરૂષને આત્મસમર્પ્યા હતા. બેઉ જણીઓએ **दुरा रोहिणी आशालता** મહામહીરનું અવલંબન કરીને ઉઠી હતી. પરન્તુ વીરમંત્રમાં જે મોટો છે, તે ડિસડિમોનામાં જેવું ખીલ્યું છે તેવું શકુન્તલામાં જોવામાં આવતું નથી. ઓથેલો કાળો હબસી છે, તેથી સુપુરૂષ તરીકે ઇટાલિયન છોકરીઓની આગળ જણાતો નથી. પરન્તુ રૂપના મોહના કરતાં વીરપણાનો મોહ નારી હૃદયને વધારે હોય છે. જે મહાકવિએ પંચપતિકા દ્રૌપદીને અર્જ્જુનમાં વધારે પ્રેમી કરીને તેના શરીરે સ્વર્ગારોહણનો માર્ગ બંધ કર્યો હતો. તે આ તત્વ જાણતો હતો, અને જેણે ડિસડિમોનાના ઉત્પત્તિ કરી છે, તેણે એનું ગૂઢતત્વ પ્રકાશ કર્યું છે.

તુલનીયા એટલા માટે છે કે, બેઉ નાયિકા **दुरा रोहिणी आशालता** આખરે ભાગી ગઇ છે–બેઉ સ્વામીથી વિસર્જિતા થઇ છે. સંસાર અનાદર અને જુલમથી ભરેલો છે. પરન્તુ એવું ઘણી વખતે બને છે કે, સંસારમાં જે આદરને યોગ્ય હોય, તે વિશેષ પ્રકારે અનાદર અને જુલમથી પીડા પામે છે. એવા માણસને કંઇ ઘણું નુકસાન પહોચતું

નથી, કેમકે મનુષ્ય પ્રકૃતિમાં જે ઉચ્ચી પ્રકારની મનોવૃત્તિ છે તે આવી અવસ્થામાંજ ઉત્તમ પ્રકારે ખીલે છે. એવા માણસ આલોકથી મોટી સામગ્રી તરીકે થાય છે. ડિસડિમોનામાં અદૃષ્ટદોષથી અથવા ગુણથી મનોવૃત્તિ-આ ખીલી હતી, તેમ શકુન્તલામાં પણ બન્યા હતાં-એટલા માટે એઉ ચરિત પરસ્પર તુલનીયા થાય એવી સર્વ ગોઠવણ છે.

અને બેઉ જણીઓ તુલનીયા એટલા માટે છે કે, બેઉ પરમસ્નેહશાલિની છે, બેઉ સતી છે. જેવી ડિસડિમોના સ્નેહશાલિની અને સતી છે, તેવીજ શકુન્તલા પણ છે. આજકાલ રામ, શંકર, માધવ વગેરે નાટકો અથવા નવલકથાઓ લખે છે. તેઓની નાયિકા માત્ર સ્નેહશાલિની સતી છે: પરન્તુ આ સતીઓની આગળ એક પાલેલી બીલાડી આવે છે, તો તેઓ સ્વામીને વીસરી જાય છે, પણ પતિચિન્તામાં નિગ્મન શકુન્તલા દુર્વાસાના ભયંકર "अय महंच्चो" સાંભળતી નથી. સર્વ સતી છે, જગતમાં અસતી નથી તેથી સ્ત્રી અસતી થઇ શકતી નથી, એટલા માટે ડિસડિમોનાનો જે દૃઢ વિશ્વાસ હતો, તેનો મર્મ કોણ સમજશે? જો સ્વામીના ઉપર અવિચલિત ભક્તિ, મારમાં, જુલમમાં, ત્યાગમાં, કલંકમાં પણ જે ભક્તિ અચળ છે, તેનેજ જો સતીત્વ કહેવામાં આવે, તો શકુન્તલાના કરતાં ડિસડિમોના ચઢે. સ્વામીથી પરિત્યક્ત થયાથી શકુન્તલા પગથી કચરાયલી સાપણીની પેઠે માથું ઉચ્ચું કરીને સ્વામીને ઠપકો દેછે. ત્યારે રાજા શકુન્તલાનું અલક્ષણ હોવા છતાં માર્યપટુ તરીકે મશ્કેરી કરે છે, ત્યારે શકુન્તલા ક્રોધથી, અભિમાનથી, પહેલાનો વિનીત, લજ્જિત, દુઃખિતભાવ ત્યાગ કરીને બોલી, "અનાર્ય! તમે તમારા હૃદયના ભાવથી સર્વને શું જુઓ છો?" જ્યારે તેના ઉત્તરમાં રાજાએ પોતાના માન પ્રમાણે કહ્યું "ભદ્રે, દુષ્મન્તનું ચરિત્ર સર્વલોક જાણે છે," ત્યારે શકુન્તલા મશ્કેરીમાં કહેવા લાગી.

**तुह्मे ज्जेव पमाणे जाणध धमास्थिदिञ्ज लाअस्य ।**
**लज्जाविणिञ्जिदाओ जाणान्ति ए किम्पि महिलाओ ।**

આવો ગુસ્સો, આવું અભિમાન, આવી મશ્કરી ડિસડિમોનામાં જોવામાં આવતી નથી. જ્યારે ઓથેલાએ બધાની સામે ડિસડિમોનાને મારીને હાંકી મૂકી, ત્યારે ડિસડિમોના ફક્ત આટલુંજ બોલી, "હું ઉભી રહીને આપને હવે કંટાળો આપીશ નહિ." આટલું કહીને તે જતી હતી એટલામાં ફરી બોલાવ્યાથી બોલી, "પ્રભુ !" આમ બોલીને તેની આગળ જઇને ઉભી રહી. જ્યારે ઓથેલો ઘણો તપી જઇને તેને કુલટા કહીને હદ વગરનુ અપમાન કરતો હતો, ત્યારે પણ ડિસડિમોનાએ, "હું નિરપરાધી છું તે ઇશ્વર જાણે છે." આમ કહ્યું હતું, તેના સિવાય તે બીજું કંઇજ બોલી નહોતી. ત્યારપછી પતિ સ્નેહથી વંચિત થઇને પૃથ્વીને શૂન્ય જાઇને ઇયાગોને સંબોધીને બોલી,—

Alas Iago!
What shall I do to win my lord again?
Good friend, go to him, for, by this light of heaven
I know not how I lost him here I kneel;

ઇત્યાદિ જ્યારે ઓથેલો ભીષણ રાક્ષસ પ્રમાણે રાતે સૂતેલી સુન્દરીની આગળ "મારી નાખીશ." આમ કહીને ઉભો હતો, ત્યારે પણ ગુસ્સે નહોતી, અભિમાની નહોતી, અવિનય અથવા અસ્નેહ નહોતો, ડિસડિમોના તે વેળાએ કેવળ આટલુંજ બોલી–"ઇશ્વિર મારો બચાવ કરે !" જ્યારે ડિસડિમોના મરણ ભયથી ઘણીજ ડરી ગઇ, તે વેળાએ એક દિવસને માટે જીવનની ભિક્ષા માગી તે પણ મૂઢે સાંભળી નહિ, ત્યારે પણ ગુસ્સો નહોતો, અભિમાન નહોતો, અવિનય નહોતો, અસ્નેહ નહોતો. મૃત્યુકાળે પણ જ્યારે ઇમિલિયાએ આવીને તેને મુમૂર્ષુ જોઇને પૂછ્યું, "આ કામ કોણે કર્યું" ? ત્યારે પણ ડિસડિમોનાએ કહ્યું, "કોઇએ નહિ મેં પોતે તે કર્યું છે. જાઉંછું ! મારા પ્રભુને મારા પ્રણામ કહેજે, હું જાઉંછું" ! તે વેળાએ પણ ડિસડિમોનાએ લોકોની આગળ જાહેર કીધું નહિ કે, મને મારા સ્વામીએ વગર અપરાધે મારી નાંખી છે.

તેથીજ કહીએ છીએ કે શકુન્તલા ડિસડિમોનાની સાથે તુલનીયા છે અને તુલનીયા પણ નથી. તુલનીય કેમ નથી. જૂદી જૂદી જાતની વસ્તુમાં તુલના થઇ શકતી નથી. શેક્સપિયરનું આ નાટક સાગરના જેવું છે; કાલિદાસનું નાટક નન્દન કાનનના જેવું છે. કાનનમાં સાગરની સરખામણી થતી નથી. જે સુન્દર છે, જે સુદૃશ્ય છે, જે સુગંધવાળું છે, જે સુસ્વ છે, જે મનોહર છે, જે સુખકર છે, તેજ આ નન્દન કાનનમાં ઢંગલા બંધ અને અપરિમેય છે, અને જે ગંભીર, દુસ્તર, ચંચળ, ભીમનાદી તેજ આ સાગરમાં છે. સાગરવત્ શેક્સપિયરનું આ અનુપમ નાટક છે, હૃદયોદ્ધત વિલોલ તરંગમાળામાં મૂગો રાગ દ્વેષ ઇષ્યાદિ તુફાનથી ઘેરાયલું છે, એવો પ્રબલ વેગ, દુરંત કોલાહલ, ઉછળતા મોજા, વળી એની મધુર નીલિમા, એની જ્યોતિ, એની છાયા, એના રત્નો, એની મૃદુગીતિ–સાહિત્ય સંસારમાં દુર્લભ છે.

તેથીજ કહેવામાં આવ્યું છે કે ડિસડિમોના શકુન્તલાની સાથે તુલનીય નથી. જુદી જાતની વસ્તુની જોડે સરખામણી થતી નથી.

ભારતવર્ષમાં જેને નાટક કહે છે યુરોપમાં બરાબર તેનેજ નાટક કહેતા નથી. બેઉ દેશના નાટક દૃશ્કાવ્ય છે ખરા, પણ યુરોપના વાર્તિકો નાટકના અર્થમાં કંઇક પણ સમજે છે. તેઓ કહે છે કે, એવા પુષ્કળ કાવ્યો છે–જે દૃશ્ય કાવ્યના આકારથી રચેલા છે, તોપણ તે ખરા નાટક કહેવાતા નથી. નાટક નથી તેથી તેઓ તે ખરાબ કાવ્ય કહી શકાય એમ નથી, તેમાં ઘણાકો ઘણાજ ઉત્તમ કાવ્ય છે, જેમ કે ગેટેનું રચેલું ફ્રસ્ટ અને બાયરનનું લખેલું માનફ્રેડ—પરંતુ ગમે તો સારાં હોય કે નઠરાં હોય–એ સર્વ કાવ્ય નાટક નથી. શેક્સપિયરનું ટેમ્પેસ્ટ અને કાલિદાસનું રચેલું શકુન્તલા, તે પંક્તિના કાવ્ય છે, નાટકાકારમાં ઉત્તમ ઉપાખ્યાન કાવ્ય છે, પરંતુ નાટક નથી. નાટક નહિ કહેવાથી એ બેઉની નિન્દા કરવામાં આવી નથી, કેમ કે આવા ઉપાખ્યાન કાવ્ય પૃથ્વીમાં ઘણાજ થોડા છે–અતુલ્ય કહેવાઇ શકાય એમે

ભરતખંડના બેઉને નાટક કહીએ છીએ, કેમ કે ભરતખંડના અલંકારિકોના મનમાં નાટકનાં જે લક્ષણો છે તે આ બે કાવ્યમાં છે. પરંતુ યુરોપના વાર્તિકોના મનમાં નાટકના જે લક્ષણો છે, તે બે નાટકમાં નથી. ઓથેલો નાટકમાં તે ઘણા છે તેથી ઓથેલો નાટક છે—શકુન્તલા એ હિસાબે ઉપાખ્યાન કાવ્ય છે. એનું ફળ એ થયું છે કે ડિસડિમોનાનું ચરિત્ર જેટલું ખીલ્યું છે-મિરાન્દા અથવા શકુન્તલામાં તેમ થયું નથી. ડિસડિમોના સજીવ છે, શકુન્તલા અને મિરાન્દા ધ્યાન પ્રાપ્ય છે. ડિસડિમોનાના વાક્યમાંજ તેની ચાતુરતા, વિરત કંઠસ્થ આપણે સાંભળીએ છીએ, આંખનાં પાણીનાં ટીપાં ગાળ ઉપર પડે છે, તે જોઇએ છીએ—ભૂલગ્ન સુન્દરીની ઢાળતી આંખ ઉપરની તરફ જોતી આપણા હૃદયમાં પ્રવેશ કરે છે. શકુન્તલાની લાલ આંખ વગેરે આપણે દુષ્મન્તના મુખથી ન સાંભળતા સમજી શક્તા નથી જેમ કે,—

नतिर्यगवलोकितत् भवति चक्षु रालोहितत्:
वचोपि परुषाक्षरं नच पदेषु संगच्छत ।
हिमार्त्तइव वपेते सकल इव विम्वाधरः
प्रकामविनते भुवौ युगपदेव भेदंगते ।

શકુન્તલાના દુઃખનો વિસ્તાર જોઇ શકતા નથી, ગતિ જોઇ શક્તા નથી, વેગ જોઇ શકતા નથી. તે ડિસડિમોનામાં ઘણાજ પરિસ્ફુટ છે. શકુન્તલા ચિત્રકરનું ચિત્ર છે; ડિસડિમોના પુતળા ઘડનારની જીવતી આકૃતિથી બનેલી છે. ડિસડિમોનાનું હૃદય આપણા હૃદયમાં સંપૂર્ણ રીતે ઉન્મુક્ત અને સંપૂર્ણ વિસ્તારિત છે; શકુન્તલાનું હૃદય કેવળ ઇશારતથી જણાવે છે.

તેથી ડિસડિમોનાનું ચિત્ર વધારે ઝળકતું તરીકે હોવાથી ડિસડિમોનાની આગળ શકુન્તલા ઉભી રહી શકતી નથી. નહિ તો અન્દર બે એક છે. શકુન્તલા અડધી મિરાન્દા છે અને અડધી ડિસડિમોના છે. વિવાહિત શકુન્તલા ડિસડિમોનાના જેવી છે, અવિવાહિત શકુન્તલા મિરાન્દાના સરખી છે.

# કણ્વમુનિ અને પ્રસ્પેરો.

જો કોઇ કાવ્ય જગતમાં સૂર્ય તથા ચંદ્ર જોવા ઇચ્છે, તો અમે અભિજ્ઞાન શકુન્તલનો કણ્વમુનિ તથા ટેમ્પસ્ટનો (Tempest) પ્રસ્પેરો-ને (Prospers) દેખાડીશું. કાલિદાસનું કણ્વમુનિ ચરિત્ર–મનુષ્ય હૃદયના મહત્વનું સૌન્દર્યમય ચિત્રજ કાવ્ય જગતમાં અતુલનીય છે; જો તુલના થવી સંભવ હોય, તો કેવળ માત્ર મહાકવિ શેક્સપિયરના પ્રસ્પેરોની જોડે કંઇક તુલના થવી સંભવે છે. પણ એક જણાની જ્યોતિ બાલાર્ક કિરણના જેવી ઉજ્વલ તેજઃપૂર્ણ છે, એકદમ જોયાથી આંખ અંજાઈ જાય છે. બીજા એકનો પ્રકાશ શરદપુનમના સુધાંશુના જેવો કોમળ, શીતલ તે છતાં ઉજ્વલ છે. બેઉ અતુલ સૌન્દર્ય, ઉજ્વલ પ્રકાશથી કાવ્યજગત વિભાસિત છે. બેઉ મનુષ્યને અનંત પ્રેમનું શિક્ષણ આપે છે.

કાલિદાસે આપણને કણ્વમુનિની મુલાકાતમાં લઇ જવાની પહેલાં ઘણાં ચિત્ર અંકિત કરી દેખાડયાં, આપણા હૃદયને તે અતુલ ગૌરવમય તેજઃપુંજ મૂર્ત્તિ દેખાડવા માટે જાણે તૈયાર કરવા લાગ્યો, જાણે આપણું નાનું હૃદય એકીવારે એટલું સૌન્દર્ય, આટલું મહત્વ ધારણ કરી શકશે નહિ તેથીજ ધીરે ધીરે આ જ્યોતિર્મય ચિત્રની અવતારણા કરી. જેમ અરુણોદયની પહેલાં ઉષાની મધુર હાસ્ય વસુમતી પ્રદીપ્ત થાય છે, મૃદુ સમીરણ તપનનો આવિર્ભાવ ઘોષણ કરે છે, પ્રફુલ્લ વદન ઉષાકુસુમ ખીલે છે, તેમ આપણે અભિજ્ઞાન શકુન્તલાના પહેલા અંકમાં મહર્ષિ કણ્વમુનિને જોવા પામ્યા નહિ; પણ તેના પવિત્ર પ્રકાશમાં તેની ઉજ્વલ જ્યોતિમાં સુખનો આનંદ, શાંતિનું નિકેતન તપોવન આનંદિત જોયું. કણ્વમુનિ ઘણે છેટે હતા, તથાપિ તેનો ઉજ્વલ પ્રકાશ આપણા હૃદયને સ્પર્શ કર્યો. સસાગરા પૃથ્વીનો અધીશ્વર દુષ્મંત કુલપતિ કણ્વના એક સામાન્ય શિષ્યના સન્દર્શનથી આનંદિત તથા રોમાંચિત થયો, તેના વજ્રકઠિન, નિશિતનિપાત શરકાર્મુકચ્યુત થયું! જેના એક સામાન્ય શિષ્યનું આટલું તેજ, આટલો ગૌરવ છે, કોણ જાણે તે પોતે કેટલો ઉ-

ત્ય, કેટલો મહાન હશે, જેણે વીરદર્પમાં નિખિલ ભૂવનમાં આધિપ-ત્ય મેળવ્યું છે, ત્રિદિવવાસી દેવતાઓ સમરના મેદાનમાં જેની મદદની ભિક્ષા માગે છે, તે વીર નરપતિ આજ આ મહાયોગીના યોગબળ શાસિત સાધન રાજ્યમાં પ્રવેશ કરવામાં સંકુચિત થયો! કોઇને પણ કહેવું પડયું નહિ, છેટેથી જોઇને સમજ્યો કે, મહાયોગીનું રાજ્ય છે ખરૂં. જાણે જોતાંજ પોતાના ભુજબળ શાસિત સામાજ્યની જોડે આ શાંતિપૂર્ણ પાપકલુષ શૂન્ય રાજનો પ્રભેદ જ્ઞાનથી વિસ્મૃત રોમાંચિત થઇ-ને બોલ્યો, "જોતો નથી સારથિ! સામે મહામુનિનું તપોવન છે!"

नीवारा शुक कोटरार्भक मुख भ्रष्टास्तरूणामधः
प्रस्निग्धा क्वचिदिंगुदीदलभिदः सूचंत प्रवालाः
विश्वासो पलमादभिन्नगतयः शब्दं सहान्त मृगाः
स्तोयाधार पथाश्च वल्कशिखा निश्यन्दरेखांकिताः

તે દૂરની સૂર્યની મંદીભૂત પ્રભાએ દુષ્મન્તની આંખ વિમોહિત કરી! તે રથમાંથી ઉતરીને બોલ્યો, "સારથે! મારો રાજવેશ તથા ધનુ-ર્બાણ લે, વિનીતવેશથી તપોવનમાં પ્રવેશ કરૂં." આજે કુળપ્રદીપ દુષ્મંતનો રાજગૌરવ આ મહાયોગીના મહાન પ્રભાવથી સંપૂર્ણ વિલીન જાયો! નવાના પછી નવા, સૌન્દર્યના પછી સૌન્દર્ય જોતો જોતો દુષ્મંતે આશ્રમના મધ્યભાગમાં પ્રવેશ કર્યો! શું જોયું? વિસ્મયના ઉપર વિસ્મ-ય! સ્તંભિત-વિમોહિત થઇને જોયું. સ્વપ્નામાં જે કલ્પના કરી નહોતી, પોતાના અસીમ રાજ્યમાં જે કદીપણ જોયું નહોતું, પવિત્રતાનુંજ નિ-કેતન, સરળતાની જીવિત પ્રતિમા, અનાઘ્રાન પુષ્પના પ્રમાણે, યલૂન કિ-શલયના પ્રમાણે અનાસ્વાદિત રસ મધુના પ્રમાણે, અખંડ પુણ્યફળના પ્રમાણે સુંદર સુકુમાર પવિત્રતામય રૂપરાશિ! કેવું પ્રેમમય શાંતિમય રા-જ્ય! મહાકવિએ હજીપણ કણ્વમુનિને રંગભૂમિમાં આણ્યો નહિ, પણ આપણે તેને ન જોતાં તેના મહત્વથી, તેના પવિત્રતામય સૌન્દર્યમાં મુ-ગ્ધ થયા! હમણાં પણ તે દૂરવર્તી સોમતીર્થમાં રહેલો છે, તથાપિ ઉપા

કાલે અનુદિત તપનની મધુર સુમંદ પ્રકાશના પ્રમાણે, તેની તેજોરાશિએ આપણું હૃદય આનંદિત કર્યું. આવી મધુરતાનો દેખાવ, આવી સૌન્દર્યની છબિ બીજે ક્યાં છે? ઉત્તાલ તરંગસમાકુલ અસીમ સાગર પાસે આ જનશૂન્ય નાના દ્વીપ તરફ જુઓ, બીજુ એક આવું સુંદર ચિત્ર જોઇશું! તે ચિત્ર ઘણેક ભાગે બીજી રીતનું હોવા છતાં પણ સૌન્દર્યમાં એનાથી કંઇ ઓછું નથી.

સાગરની રેતીપર બેસીને એક મહાપુરૂષે સમુદ્રને ઉગ્ર મૂર્ત્તિ ધારણ કરવાનો હુકમ આપ્યો, તરત ભીષણ તરંગ સંચાલનમાં સમુદ્રનું પટ ચલાયમાન થયું, તરંગો ઉછળવા લાગ્યા! એક અસહાય હોડી પાણીમાં ડૂબવાની અણી ઉપર છે! તેમાં બેસનારાઓ પાણ ભયથી આર્ત્તનાદ કરવા લાગ્યા. તેઓના સકરૂણ હાહાકાર રવ આ મોટા પુરૂષના પાસે રહેનારી સરળા બાળિકાના કોમળ હૃદયમાં સ્પર્શ થયા. બાળિકા કાતર પ્રાણથી મહાપુરૂષને સંબોધીને બોલી, "પિતા વિનંતિ કરૂં છું કે, સાગરને શાંતમૂર્તિ ધારણ કરવાનો હુકમ કરો, આ હોડીમાં બેસનારાઓનો ઉચ્ચો ચીત્કારથી મારો પ્રાણ બહુ વ્યાકુલ થયો છે." મહાપુરૂષ હસીને બોલ્યો, "વત્સ! ભય નથી, શાંત થા, કોઇનું પણ કંઇ અનિષ્ટ થશે નહિ."

"—Be collected
No more amazement, tell your piteous heart
There's no harm done."

સરળબાળા સમજી શકી નહિ કે, મહાપુરૂષે કોઇ ઉચ્ચ પવિત્ર ઉદ્દેશ સાધનને માટે ક્ષણકાળને માટે અમાનુષિક યોગબળથી આ ઇન્દ્રજાળની સૃષ્ટિ કરી. આપણે પહેલા દેખાવથીજ જોવા પામ્યા હતા કે, પ્રસ્પેરો કણ્વ મુનિના જેવો મહાશાસ્ત્રદીક્ષિત મહાયોગમાં બળવાન છે, કણ્વના જેવો સંસાર લાલચને તૃણના જેવી અસાર, પ્રાકૃતિક શક્તિ કરતલગત, હૃદયાભ્યસ્ત છે, કણ્વના જેવો અનંતથી વિસુગ્ધ છે. પણ કણ્વ-

મુનિના પ્રમાણે એ દીપ્તિમાન તપનરાશિમાં વિભાસિત નથી. પ્રસ્પેરો નિદ્રાગ્ર રાતના પૂર્ણચંદ્રના જેવો કોમળતાપૂર્ણ રંગશીલ તથા હાસ્યમય છે ! એકદમ પ્રસ્પેરોને જોઇને અમે તેની અતુલ ગરિમાં, અસીમ શક્તિ તથા અનુપમ ગાંભીર્ય હૃદયમાં ધારણ કરી નહિ શક્યાથી તેના કૌતુકપ્રિય, હાસ્યશીલ મૂર્તિથી મોહિત થઇએછીએ ? ગગનવિહારી કિન્નરકુમાર એરિયલ (Ariel) અને અડધો માણસ તથા અડધો માછલાના આકારનો કાલિબાન (Calibam) તેનો અવકાશ કાળનો સોબતી છે ! પ્રસ્પેરો રંગભૂમિમાં પ્રવેશ કરીને નાના પ્રકારના હાસ્યકૌતુકમાં વિવિધ રંગમાં પ્રવૃત્ત હતો ! મિરાન્દાને સાંત્વના કરીને તેને ઇન્દ્રજાળ પ્રભાવથી સુષુપ્તના અંગમાં સૂવાડીને, તેણે કિન્નરના પુત્ર એરિયલને શૂન્યમાર્ગથી બોલાવીને આજની કૌતુકાવહ હોડી ડૂબવાનો વૃત્તાન્ત વિવૃત કરવાની આજ્ઞા આપી. એરિયલે આજનો આશ્ચર્ય બનાવ વિવૃત કરીને કહ્યું, "મેં હોડીના મુસાફરોની સાથે નાના પ્રકારના આશ્ચર્ય કૌતુક કર્યા હતા, નાના પ્રકારની વિપત્તિની આશંકાથી, નાના પ્રકારના નવા બનાવમાં તેઓને ભયભીત, વિસ્મિત તથા ગભરાવ્યા હતા ખરા, પણ આપના હુકમ પ્રમાણે કોઇને પણ અણુ માત્ર અનિષ્ટ કર્યું નથી.

"—Not a hair perished,
on their sutsaining garments not a blemish,
But fresher than before."

પ્રેસ્પેરો હસીને બોલ્યો, " આજ તને બીજા ઘણા કૌતુક કરવા પડશે. જો આજનું કામ સંપૂર્ણ કરી શકે, તો હું તને થોડા વખતમાં ગુલામની શાંકળથી છોડી દઇશ."

પ્રેસ્પેરો કિન્નરને શી આજ્ઞા કરી ?

Go make thyself like a nymph of the sea
Be subject to no sight but thine and mine invisibe
To every eyeball else Go take this shape

વિહારી કિન્નરોના લલિત તાનથી, પ્રતિધ્વનિત કરીને, કોઇ વખતે વિચિત્ર ઇન્દ્રજાળથી નેપલસરાજ તથા તેના સહચરોને મન્ત્રમુગ્ધ કરીને, કોઇ વખતે અલૌકિક માનસિક શક્તિના બળથી વિશ્વાસઘાતક (Alonse) આલનસો તથા (Sebastian) સિબાસ્ટિઅનના પાપ-અભિસંધાને નકામી કરીને તે રેતીવાળો વિજન બેટ રહસ્યના ઉત્સવમાં, પ્રીતિના પ્રસ્ત્રવણમાં પ્લાવિત કરવા લાગ્યો. સરળ બાળિકા મિરાન્દા તથા સ્વભાવ સુંદર યુવક ફર્ડિનંડની કૌતુકવાળી પરીક્ષાનો અંત આણીને અપૂર્વ ઘટકાળીની ઓળખાણ આપીને એકને પરિણીત કર્યાં, તે પ્રીતિમય પરિણામ સભાથી તે સૌન્દર્યમય વરકન્યા, સમીર હૃદયથી ઉદભૂત, સાગરોથી નીકળલી પ્રેતલોકથી નિમંત્રિત કન્યાયાત્રીઓ પરિવૃત છે. આ વિચિત્ર વાસરઘર જીવનતયની અદૃશ્ય અપ્સરીઓના કંઠગીતમાં, ચર્મ આંખના અગોચર કિન્નરીઓના મનોમોહન નુપુરધ્વનિથી પ્રતિધ્વનિત છે ! આ પ્રીતિપુલકિત વિસ્મયવિમુગ્ધ નવદંપતી અમરોની આકાશવાણીમાં, મધુરશબ્દમય અમાનુષિક આશીર્વાદથી સ્તંભિત છે ! આશ્ચર્ય વિવાહ સભા છે ! અપૂર્વ વાસરઘર છે ! આપણે પહેલા સન્દર્શનથી પ્રસ્પેરોને આવી રીતે રંગહાસ્યશીલ પૂર્ણચંદ્રના જેવો જોઇએ છીએ. પણ જ્યારે ઉત્તમ પ્રકારે જોઇએ અને સૌન્દર્ય ઉપલબ્ધિ કરવાનો યત્ન કરીએ, મનપૂર્વક પર્યવેક્ષણ કરીને જોઇએ, ત્યારે આ મહચ્ચરિત્રનું મહત્ ગાંભીર્યથી મોહિત થઇએ છીએ, પ્રસ્પેરો બીજા એક જાતના મહિમાપૂર્ણ ગૌરવમય રૂપ અવલોકન કરીને વિસ્મિત થઇએ છીએ, તેના પ્રત્યેક બોલમાં અનુપક્ષ શાંતિરસનો ઉચ્છ્વાસ, દરેક અભિનયમાં ઉન્નતનીતિતત્વની અવતારણા જોઇને આશ્ચર્ય પામીએછીએ. આ જે નિદાઘ રાતની પૂર્ણશશી અંધકારના નિરાશ પ્રાણમાં સુધા વર્ષણ કરે છે, ફુલ્લમુખી કુસુમદાલાની જોડે તમાસો કરે છે, મધુર હાસ્ય મુગ્ધ પ્રાણ ચકોરીને મત્ત કરાવી મૂકી છે, સારી રીતે જુઓ, સમજશો કે આ હાસ્યમય ચંદ્રિમા વદનમાં કેવું અતુલનીય ગાંભીર્ય છે ! કેવું અનિર્વચનીય પ્રેમ છે ! તુલના કરીને કહો,

પ્રસ્પેરો બરાબર આવો ગાંભીર્યમય સૌન્દર્યમાં વિભાસિત છે કે નહિ ! અમે આ મહાકાવ્ય વાંચતી વખતે વિસ્મિત થઇને જોયું હતું કે, મહા પુરુષ પ્રસ્પેરો મહામંત્રબળથી જે રંગમયી પ્રવાહિનીઓ ઉત્પન્ન કરી છે તે આખરે એકના પછી એક મહાસમુદ્રમાં વિલીન થઇ ! તે મહાસમુદ્ર અનંત અસીમ વિશ્વવિકર્ણ પ્રેમ છે!

આ દુર્લભ પ્રેમતત્વ કણ્વ તથા પ્રસ્પેરો ચરિત્રનું જીવન છે. કણ્વમુનિ વિષય વાસના શૂન્ય સંસાર ત્યાગી સંન્યાસી છે, તેણે સંસારાભિલાષ, ઇન્દ્રિયલાલસા ચરણ તલે કચરી નાખી છે, પણ તેનું હૃદય અનંત પ્રેમના સાગરમાં તરે છે. તેના પુણ્યમય તપોવનમાં પ્રવેશ કરીને તે પ્રેમનો ઉચ્છવાસ જોવા પામ્યા હતા, પણ અભિજ્ઞાન શકુન્તલાના ચોથા અંકમાં તે પ્રેમ હજારો ધારાથી પ્રવાહિત છે. કુસુમલતા, માધવી વૃક્ષ, સહકારતરા હરણનાં બચ્ચાં જેના પ્રાણના પ્રિય છે, આદરની વસ્તુ છે, સજીવ નિર્જીવ બધા પદાર્થજ જે પ્રીતિપૂર્ણ નયનથી નિરીક્ષણ કરે છે, અતિ યત્નથી પ્રતિપાલન કરે છે, આજ તેની પ્રિયતમા પાલિત કન્યા પવિત્રતામયી શકુન્તલા બધાને છોડીને બધાને રોવડાવીને સ્વામીના ઘરમાં જાય છે. કણ્વમુનિ કહે છે, " આજ હું નિશ્ચિત થયો કેમ કે શકુન્તલાચ્યુત વૃક્ષ કંઠથી નવમાલિકાના પ્રમાણે ઉપયુક્ત વરપાત્રે અર્પિત થઇ છે." પરંતુ વાસ્તવિક તે આજે રોતી આંખે બંધ થયલા કંઠથી મનમાં ને મનમાં કહેછે–

**यास्यत्यद शकुतलेति ह्रदयं संस्पृष्ट मुंठय:**
**अन्तर्वाष्प भरोपराधि गदितं च्चिता जडं दर्शनं ।**
**वैक्लव्यं मम तावदीष्टशमपि स्नेहादतनौकस:**
**पीडन्ते गृहिण: कथंन तनया विश्लेष दु:खेनवै: ॥**

મહા પ્રેમમય મહા યોગી આજે વિસ્મત હૃદયથી વિચાર કરે છે ગૃહસ્થ માણસ દીકરીને સ્વામીના ઘરમાં મોકલવાની વખતે કેવી રીતે અસહય દુઃખ, ખેદિત ચિત્તથી વિચાર કરે છે શકુન્તલા વિરહથી આ શાંતિમય આશ્રમની દશા શું થશે ! શકુન્તલા તપોવન છોડીને જાયછે!

કેરણ આ એક માત્ર ક્લેશથી આજ તેનું હૃદય સાગર ક્ષુબ્ધ નથી, તેનો વિચાર બધાને માટે છે. તે વિચાર કરે છે કે મારા પોતાના વિષાદ અંધકાર અસીમ પ્રેમનો પ્રકાશ વિલીન કરી શકીશ પણ બીજા બધા શું તેમ કરી શકશે! તેણે શાર્ંગરવ તથા શાવદ્વતની તરફ સંદિગ્ધ નયનથી જોઇને કહ્યું "વિચાર કર્યાથી શું વળનાર છે. શકુન્તલાને જવુંજ પડશે "**वत्सौ! भगिन्याः पस्थन्तमा दशय ताम!**" કોઇ કોઇ વખતે અનસૂયા પ્રિયંવદાના તરફ ઝળઝળીયાવાળી આંખથી જોઇને બોલ્યો "તમે જ જો રોશો તો શકુન્તલાને કોણ સાંત્વના આપશે?" **अनसूय प्रियंवदे! अलंकृदित्वा ननु भवती स्यामेव स्थिवा कर्त्तव्या शकुन्तला।** કોઇ વખતે ગૌતમીને શોક નિવારણ કરવા માટે તેતે સંબોધીને કહે છે "શકુન્તલા પતિગૃહમાં જઇને કેવી રીતનું આચરણ કરે તે કહો." "**गौतमी वा किं मन्यते**" કોઇ વખતે શોકસ્તબ્ધ તપોવન શોભી તરૂલતાની કાતરતાથી સંતપ્ત થઇને તેઓને પ્રબોધ આપવા માટે કહે છે "આશ્રમ શોભી તરૂઓ જે સ્નેહમયી શકુન્તલા તમને પ્રાણની સાથે આદર કરે છે, જે તમને પાણી સિંચન ન કરતાં પોતે કદી પણ પાણીનું ટીપુ પીતી નહોતી, કદાચ તમને વ્યથા થાય એ ભયથી જે કદી દેહ મંડળને માટે તમારૂં એક પણ પાતરૂં તોડતી નહોતી. તમારા પુષ્પનાં ઘરેણાંથી શોભિત થયાથી જેનો ઉત્સવનો દહાડો થતો હતો, આજ તે શકુન્તલા તપોવન ત્યાગીને જાય છે, તમે હૃદય ચિત્તથી આશીર્વાદ દ્યો.

**भोभो सान्नि हितवन दवतास्त पावन तवव: ।**
**पातुं न प्रथमंव्य वनस्पाति जलं युष्मास्वसित्तषु**
**नादत्ते प्रिय मंडनापि भवतां स्नेहेन या पल्लवं**
**अधेव: कुसुम प्रवृत्ति समये यस्या मवत्युत्सव:**
**सेयं याति शकुन्तला पति गृहत् सर्वैरनु ज्ञायताम ॥**

કોઇ વખતે શકુન્તલાનું પાળેલું પ્રિય હરણનું બચ્ચું તેના વસ-

સાથે ખેંચતું હતું તે જોઇને મૃગ શિશુના વ્યથાથી દુઃખિત થઇને બો- લ્યો, "હાય વત્સે! તમે જે મૃગશિશુના મુખમાં એક કુશાંકુર વિંધેલુ હોવાથી લાડ લડાવીને તૈલ નિષેક કરીને જેને ઘણા કાળસુધી કોમળ તૃણ ખવાડીને કેટલા યત્નથી પ્રતિપાલન કર્યું હતું તે જે આજે તમને છોડવા ચાહતું નથી."

यस्य त्वया व्रणवि बोहणमिं गुदीनां
तैल नाषिष्यत मुखे कुशसूचिविद्धे ।
श्यामाक मुष्टि परिवर्द्धित को जहाति
सोऽयं न पुत्र कृतकः पदवीं मृगस्ते ॥

કેવો અનંત સૌન્દર્યમય પ્રેમ છે! અહિં જગતના કવિકુળ શિરો- મણિ શેકસપિયરે ભારતીય કવિને સિંહાસન છોડી લીધું! જે આખી ઉમ્મર સન્યાસધર્મમાં દીક્ષિત છે, સંસારની અપવિત્ર છાયા જેને કદી સ્પર્શ કરી નથી, પ્રકૃતિ જેની આજ્ઞાકારી, પદાનત છે, આજ તે મહાયોગીના હૃદયમાં પ્રેમનો ઉત્સવ હજારો પ્રવાહથી ઉચ્છ્વસિત છે! તે પ્રેમબળથી આજે તે સંસારથી અજાણો સન્યાસી થઇને બહુ સં- સારીના પ્રમાણે શકુન્તલાને પતિના ઘરમાં શી રીતે સંસારનું કામ ક- રવું જોઇએ તેનો ઉપદેશ આપવામાં સમર્થ થાય છે, તે અસીમ શક્તિ- થી આજે તે નિર્જીવ જડપદાર્થને સંજીવની શક્તિ આપે છે. તે પ્રેમની શક્તિથી વળી પોતે મંત્રમુગ્ધ થઇને રોતી દુઃખિત થયલી કન્યાની તરફ સજળ નયનથી જોઇને કહે છે, "શકુન્તલા! તમે મને શું રોવડાવશો? તમે ગયાથી મારા આશ્રમની પાસે જે તરુરાજિ રોપી છે; તેઓને જો- ઇને હું શી રીતે શોક રોકીશ."

" वत्से ! मामेवं जडी करोषि ? शरमेष्यति मे शोकः कथं तु वत्से ! त्वया रचितपूर्वं उरजद्वारानिरूढं नीवारबलिं वि लोकयतः ।

વળી અસીમ પ્રેમશક્તિથી અસીમ સુખથી કહે છે,--

जातो ममायं विशदः प्रकामं प्रत्यर्पित न्यास इवान्तरात्मा ।

આ પ્રેમબળથી અતુલ ઐશ્વર્યનો અધિપતિ પ્રસ્પેરો ઘણા દાસ દાસીથી વિંટલાઇને આખરે સંપદપૂર્ણ રાજમહેલ છોડીને રેતીવાળા જનશૂન્ય સમુદ્રકિનારે એક માત્ર કન્યાની જોડે કેવળ જ્ઞાન ભાંડાર ગ્રંથો લઇને સુખનું સદન દેવનિકેતન કરી મૂકયું છે, ગગનવાસી કિન્નરોને, સાગર તરંગવિહારી પ્રેતોને દાસત્વની સાંકળમાં બાંધ્યા છે. વિશ્વાસ ઘાતક સિબાસ્ટિયન એન્ટોનિયોને (Antonio) આ અસીમ પ્રેમનું જીવંત દૃષ્ટાંત દેખાડીને તેઓને વિસ્મય પાણીમાં ડૂબાડયા છે. વિષયવાસના લોલુપ કઠોર હૃદય સંસારી છે ! જો તમારા મરૂમય તાપિત જીવન સુખના પાણીના પ્રવાહથી શીતલ કરવા ઇચ્છતા હો, તો આ બે મહાહૃદય મહાયોગીની પાસે અને આ બે સંસાર ત્યાગી સન્યાસીઓની પાસે આ કલ્પના જગતના ચંદ્ર સૂર્યની પાસે પ્રેમનું શિશણ લ્યો.

કણ્વમુનિ તથા પ્રસ્પેરોનું ચરિત્રનું આ મહત્ પ્રેમતત્વ આપણું ક્ષુદ્ર હૃદય એકદમ ધારણ કરી શકશે નહિ. કણ્વમુનિ નિદાઘ તપનના પ્રખર પ્રભામાં દૃષ્ટિહીન થઇને તેના અંદરનું અમૃતમય પ્રેમ એકદમ જોવા પામતા નથી. પ્રસ્પેરોના કૌતુકમય શુધાંશુ મૂર્ત્તિ જોઇને તેના પ્રકૃતિગત અસીમ પ્રેમ એકદમ આત્મગત કરવામાં સમર્થ થતા નથી. તે વાસ્તેજ ફર્ડિનંડે પોતાની પરીક્ષાની વેળાએ પ્રસ્પેરોની પ્રકૃતિ નહિ સમજવાથી કહ્યું હતું,—

"—oh! she is
Ten times more gentle than her father's cralibed
And he is composed of rashness."

તે વાસ્તેજ રાજચક્રવતી દુષ્મંતે પહેલા કહ્યું હતું,—

अहो ! असाधुदर्शी खलु भगवान कण्वः
य इमाम श्रमु धर्मे नियुङ्क्ते ।
इदं किलाव्याज मनोहरं वपु

**स्तपा क्षमं साधयितु यांइच्छाति ॥**
**ध्रुवं स नीलोत्पल पत्र धारया**
**शमालतांच्छेत, मृषि व्यवस्थति**

ટેમ્પેસ્ટ નાટકના દરેક અંક, દરેક દેખાવ પ્રીતિમય પ્રસ્પેરોની રં-ગશીલ આધ્યત્મિક તત્વમય અભિનયમાં વિભાસિત છે. ભીપણ તુફાન-વાળા સમુદ્રના મોજાના ભીમગર્જના તેના પગ નીચે આવીને લીન થાય છે. આકાશ વિહારી પ્રેતોની અલૌકિક શક્તિ અસીમ યોગબળથી ઉદ્દ્ભૂત થાય છે, તેનીજ અસીમ શક્તિથી વિલુપ્ત થાય છે! મિરાન્દા અને ફર્ડિનન્ડનો પ્રીતિનો ઝરો હિમાચળ ચરણથી ભાગીરથીના જેવો તેના ચરણ નીચે આવીને અસીમ આનંદથી અતુલ શોભામાં રમે છે. તે કદી પણ અતુલ આનંદથી અનિલ અંગથી જાણીને નેપલસ બા-દશાહના હૃદયની ક્ષુદ્રતા જોઇને હસે છે, કદી અદૃશ્ય રહીને પાપાંધ એને-હોનિઓ તથા સિબાસ્ટિયતને માનવ હૃદયના સુખ દુઃખનાં ગુઢ તત્વો દેખાડે છે. આ પ્રીતિપૂર્ણ રંગ સ્થળમાં તે પ્રત્યેક અભિનેતાનો શિક્ષા ગુરુ છે! આ મધુર એકતાન વાદનમાં તે પ્રત્યેક યંત્રનો, પ્રત્યેક તાન-નો નિયંતા છે! આ મનોમોહન કાવ્યમાં તે પ્રત્યેક સંગીતની સૃષ્ટિ ક-ર્તા છે! ટેમ્પસ્ટ નાટક વિરગકુજિત લલિત ગીતમાં ઉચ્છવાસિત મૃદુ મારુત સેવિત શારદીય પૂનેમની રાત્રિ છે. પ્રસ્પેરો તેમાં પૂર્ણ ગૌરવમય પૂર્ણેન્દુ છે! વળી કણ્વમુનિ? આપણે પેલી તેજઃપુંજ કાંતિ એકવાર માત્ર જોઇ હતી. તેજોમય અરુણ મૂર્ત્તિ કેવળ એકવાર માત્ર આપણી આંખની સામે આવીને આપણને સૌન્દર્ય છટામાં વિમુગ્ધ કરીને અ-ન્તર્હિત થઇ છે. મહાકવિનું મહાકૌશલમય ચિત્ર છે! આપણે અભિજ્ઞાન શકુન્તલાના પહેલા અંકમાં જોયું છે, કાલિદાસ વિસ્મયકર ચિત્ર કૌશ-ળથી, કણ્વમુનિને છેટે રાખીને આપણી મોલાકાત નહિ કરાવતાં તેના અનુપમ સૌન્દર્યમાં આપણું હૃદય નિમર્જિત કર્યું છે આપણે અભિજ્ઞાન શકુન્તલના અભિનયના પછી અભિનય દૃશ્યના પછી દૃશ્ય જોવા લા-

ગ્યા ! કણ્વમુનિએ પોતે એકવારના સિવાય બીજી વખતે દર્શન આપ્યું નથી, પણ પ્રત્યેક નવા અભિનયમાં પ્રત્યેક નવા ચરિત્રમાં તે મહામુનીનું તેજ:પુંજ કાંતિ ઉજ્વલતર રંગમાં, નુતનથી નુતનતર સૌન્દર્યથી વિભાસિત જોવા લાગ્યા ! તે અનુપમ શાંતિરસનો પ્રવાહ સુંદરથી સુંદરતર તરંગરંગથી પ્રબળતર ઉચ્છવાસથી દોડવા લાગ્યો ! જેમ સૂર્યરશ્મિથી પરિદૃશ્યમાન જગતના વિવિધ રંગની ઉત્પતિ છે, તેમ અભિજ્ઞાન શકુન્તલાના પ્રત્યેક ચરિત્રનું જીવન આ મહામુનિના મહાન્ સૌન્દર્યથી થયું છે! ગૌતમી તથા શાંર્ગરવ, શકુન્તલા તથા પ્રિયંવદા દુષ્મંત અને માતાલિ તે સૌન્દર્યના ભિન્ન ભિન્ન અવયવ માત્ર છે. કણ્વમુનિ ચરિત્રનું સૌન્દર્ય ઉપલબ્ધિ કરવા માટે યત્ન કરવાની જરૂર તરત જોનાર પોતાની મેળે પોતાના અજાણતા તે સૌન્દર્ય સાગરમાં ડુબી જાય છે ! વલ્કલ શોભિનો, તપોવ્રતચારિણી તપસ્વિની બાળાના પ્રથમ દર્શનથી જેણે કણ્વમુનિને અસાધુદર્શી કહ્યું હતું, પછીની પળમાંજ વળી તેના મુખથી સંભળાયું:—

> **सरसिजमनुविद्धं शैव लेनापि रम्यं,**
> **मलिनमपि हिमांश शोर्लक्ष्मः लक्ष्मीः तनोति ।**
> **इय माधिकमनोज्ञा वल्कले नापि तन्वी,**
> **किमिव हि मधुराणां मंडनं नाकृती नाम् ॥**

વળી જ્યારે તે માધવની પાસે જઇને તપોવન દર્શન વૃત્તાન્ત કહેવાનું શરૂ કર્યું ત્યારે તેણે કહ્યું હતું.

> **अर्कस्योपरि शिथिलं**
> **च्युतमिव नवमालिका कुसुमम्**

તે વેળાએ જોયું રાજાધિરાજ દુષ્મંતનું મેઘાચ્છન્ન હૃદય તે ઉજ્વળ તપન કિરણથી પ્રકાશિત થયું છે !

પ્રસ્પેરો જેમ મિરાન્દાનો શિક્ષા ગુરુ હતો. કણ્વમુનિ તેમ શકુન્તલાનો હતો. બેઉની કેળવણીનો એકજ ઉદ્દેશ હતો. પણ બેઉની કેળવ-

ણીની રીતિ ઘણેક ભાગે જુદી હતી! પ્રસ્પેરોએ અતિ યત્નથી દરરોજ પોતાની આંખની સામે રાખીને સંસારના સાગર પાર કોઇ પ્રલોભનાના પદાર્થ માત્રને નજરથી બહાર રાખીને અનંત સાગરના અનંત સૌન્દર્યનું ઉપદાન મિરાન્દાના અપૂર્વ સૌન્દર્યમય હૃદયને નિર્માણ કર્યું છે. જ્યારે તેણે જોયું કે નિર્માણ ક્રિયા સંપૂર્ણ થઇ છે સંસારના તરંગ આઘાતથી તે હૃદય નિમર્જિત થવાનું નથી, તે પૂર્ણ કૌશલથી બનેલું, પૂર્ણાયતન, તે અનંત સાગરના અનંત ઉપાદાનથી બનેલું હૃદય પૂર્ણ સુખથી અનંતકાલ અનંતના સૌન્દર્યમાં તણાશે, ત્યારે તે તે સાગરવાસિની મનોમોહિની યોગિની બાળાને નિર્જન સાગારતીરથી સંસારની ગડબડમાં લઇ ગયો! એ વાસ્તે મિરાન્દાની કેળવણી પૂરી થયાથી ત્રિકાલાદર્શી વૃદ્ધ પ્રસ્પેરોએ કહ્યું,--

"The hour's come now,<br>
The very minute bids the ope thine cor."

તે માટે જ વૃદ્ધે ગર્વ કરીને હસતાં હસતાં કન્યાને કહ્યું હતું,—

"—And here<br>
Have I, thy school master made the more profit<br>
Than other princessess can, that have more time<br>
For vainer hours and tutors not so careful."

ખરી વાત છે કે આવી આશ્ચર્ય શિક્ષા શું કોઇને મળવી સંભવેછે? આવો શિક્ષક જગતમાં બીજો કોણ છે? આપણે અભિજ્ઞાન શકુન્તલામાં એના કરતાં પણ વધારે કૌશલમય શિક્ષણ પ્રકૃતિ જોઇએ છીએ. પ્રસ્પેરોના પ્રમાણે કણ્વ મુનિએ શકુન્તલાને માટે આવા મનુષ્ય વિનાના પ્રલોભન શૂન્ય શિક્ષણ ગૃહનું નિર્દેશ કર્યું નથી. શકુન્તલાનું શિક્ષણ ગૃહ તપોદન તે છતાં લોકામય છે! ધીર, પ્રશાંત, વિભુ પ્રેમમત્ત, સન્યાસીના પ્રેમનિકેતન, તે છતાં કુસુમ કિશલય શોભિત, ભૃંગનિનાંદિત, ઋતુ રાજ સેવિત, અનંગવિહારિત પ્રમોદકાનન છે! કણ્વમુનિએ

આ ગૂઢતમ ઉદ્દેશમય ઉચ્ચતમ શિક્ષણને માટે આ મધુરતામય અનંગનો લીલાનિકેતન પ્રમોદ ઉદ્યાન શાંતિરસથી પરિપ્લુત કરી રાખ્યું છે. તેણે શકુન્તલાના ઉત્તમ શરીર વલ્કલથી મંડિત કર્યાં છે. પણ તેનાથી પાતરામાં કુસુમના પ્રમાણે કેવી માધુર્ય ફેલાય છે!

> कठिनमपि मृगाक्ष्या वक्कले कान्तरूपं
> न मनसि रुचि भगं स्वल्पमथ्यादधाति।
> विकचसवसि जायाः स्तोक निर्मुक्त कंठं
> निजमिव कमलियाः कर्कशं वृन्द्र जलिम्॥

કણ્વમુનિ તાપસવૃન્દના પવિત્ર સહવાસથી શાંતિરસના અવિરામ ઉચ્છ્વાસમાં પ્રકૃતિના સુંદરપ્રેમમાં, પોતાની શિષ્યણનું હૃદય ઘડ્યું હતું, પણ તેણે તેને આ પ્રેમવાસિની, ગૃહત્યાગિની, સન્યાસિની કરવાનો યત્ન કર્યો નહિ. તેની શિક્ષણ પદ્ધતિમાં ચારૂશીલા મધુરતામયી સન્યાસિનીની ચિરકૌમાર્યનું વિધાન નથી! તેમજ શાંગરિવ શાવદ્વતના ઇંગુદાતરૂ શોભી, છિન્નદર્ભાંકુર, ધૂમાચ્છાદિત હોમકાન્તની પાસે આમુલમુકલિત માધુવીલતા શોભિત બગીચાની સૃષ્ટિ કરી છે. તેથી ગાંભીર્યમયી તાપસવૃદ્ધ ગૌતમની સામે પ્રિયવાદિની રસાલાપમયી અનસુયા પ્રિયંવદાને રાખીછે તેથી મહા મુનિની શિષ્યણ શિરીષકોમળ હાથમાં પાણીના ઘડા લઇને નિઃસ્વાર્થ ધર્માચરણ કામનામાં સર્વસંભવ કુસુમહીન તરૂ નીચે પાણી છીપતી છીપતી કહે છે,—

> इदानीमति क्रान्त कुसुम समयानापि वृक्षात्
> सिंचामः तेन अनभि संधि गुरुको धर्माभविष्यति!"[1]

તેથીજ વળી તે પ્રેમમય યોગીની શિષ્યણ નવ પલ્લવપૂર્ણ વાયુથી હલતી ડાળી તરફના તરુવર પોતાની રહસ્યવાત કહેશે તેથીં ઇશારત કરીને બોલાવે છે, એવું ધારીને હસતી હસતી કહે છે.—

---

૧ પ્રાકૃત ભાષાને બદલે સંસ્કૃત શબ્દ વાપરવામાં આવ્યા છે.

**सख्यो ! एष वातेरित पल्लवांगु लीधिः किमपि व्याहर तीव मां चूतवृक्षः तद्या वदनं संभावयामि ।**

તેમજ તે તપોબળશાળિની સન્યાસિની પાછી આવવાની વખતે પુરુષ વચનથી લાલ આંખથી પુરુરાજને સંબોધીને બોલી હતી,—

**अनार्य ! किं आत्मनो हृदयानुमानेन सर्वं प्रेक्षसे, कः इदानीं अन्यो धर्म कंचुवव्यपदोशिनस्तृणाच्छन्न कूपोमस्य तवानुकृतं प्रतिपत्स्यते ।**

તેથીજ વળી પ્રેમમયી વિલાસિની સન્તપ્ત નયનથી પતિના તરફ જોઇને બોલે છે,—

**"भग्नेदानीं दूरारोहिणा आशालता ।"**

શકુન્તલાનો શિક્ષક કલુષમય સંસારને પુણ્યમય તપોવન કરી શકે છે ! વિલાસિની સ્ત્રીને કામના શૂન્ય યોગિની કરી શકે છે. પાપ ચિંતા-મય આ સંસાર આનંદમય સુરલોકમાં આણી શકે છે. ઐશ્વર્યમત્ત દુરન્ત નરપતિને વનવાસિની તાપસ બાળાના ચરણ નીચે બાંધી રાખી શકે છે.

પ્રસ્પેરાની શિષ્યણના પ્રમાણે કણ્વમુનિની શિષ્યણ પણ પ્રેમમયી યુવતી સરળતામયી બાલિકા, સ્નેહમયી રમણી છે, નિષ્કામ ધર્મચારિણી તપસ્વિની છે. પણ પ્રસ્પેરાની શિષ્યણ એવી તેજોમયી યોગિની નથી. એવી સર્વ લોકરંજિની ગૃહણી નથી. પ્રસ્પેરોની સરળ પુતળી પિતાની સામે પ્રેમિકને નિઃસંદિગ્ધ મનથી આલિંગન કરીને બોલી,—

"—I am fool
To weep at what I am glad of !"

વળી કણ્વમુનિની સ્વર્ગચ્યુત મેનકાબાળા પ્રીતિ વિસ્ફુટિત આંખથી પ્રેમિકને જોતાં જોતાં બોલી, **"मुंच मुंच मं, णक्युअ ओणोपटवामि !"**

કણ્વમુનિ ચરિત્ર જેમ દુષ્મંતના ચરિત્રમાં પ્રતિબિંબિત થાય છે, તેમ ટેમ્પેસ્ટ નાટકમાં એલનસો તથા ત્રાત્રોતિઓ પ્રસ્પેરાનો પ્રતિનાયક છે. એક બાજુએ યોગબળશાળી મનોરાજ્યનો રાજા અસીમડ આધ્યાત્મિક

શક્તિબળથી મહતથી મહતર યોગી છે, બીજી બાજુએ અસીમ ઐશ્વ-ર્યશાળી અતુલ પરાક્રમ નરપતિ છે ! બે જણાના વિભિન્ન રૂપ મહત્વના ચિત્ર એક બીજાની સામે છે. દર્શક મુગ્ધનેત્રથી પોતપોતાને પૂછે છે કહો જોઇએ, કોનું મહત્વ કોનું સૌન્દર્ય વધારે છે ! દુષ્મન્તના હીરાથી જડેલું સિંહાસન કે મહામુનિની તપનરશ્મિમય યોગાસનનું ? એલન-સોની રત્નોથી શોભિત વીર શરીર કે પ્રસ્પેરોની યોગબળમાં જ્યોતિર્મ-ય કાંતિનું ? સાગરની પાસે સરોવર ! હિમાલય ચરણમાં શૈલખંડ ! સિંહની સામે ઉંદર ! મહા પરાક્રમી પુરરાજા સુખલાભની ઇચ્છાથી, નવ જીવનની આશાથી, કનકપ્રાસાદ છોડીને મહર્ષિના આશ્રમ તરૂમૂ-ળમાં દોડે છે. ત્યાં જઇને પ્રીતિપૂર્ણ અંતરથી કહે છે,—

**न प्रभातरलं ज्योतिरुदेति वसुधालतात् !**

પોતાના સોનાના મહેલમાંથી પાછો આવીને ખેદિત ચિત્તથી બોલે છે,—

**अहन्या हन्या न्नन एव तावत् ज्ञातुं प्रमादं स्खलितं न शक्यम् ।**
**प्रजासु कः केन पथा प्रयाती त्यशेषतः कस्य पुनः प्रभुत्वम् ॥**

જેણે આ માત્ર બાહુબળથી એકલો અમર વિરોધી દુર્દ્ધર્ષ દાનવ-દલને હરાવીને દેવોને વિસ્મત કર્યાં છે, તે શાંતિનિકેતનનું આશ્રમ જો-ઇને રોમાંચિત શરીરથી બોલે છે,—

**प्राणानामनिलेन वृत्तिरुचिता सत्कल्प वृक्षेवने,**
**तोये कांचन पद्मरेणु कपिशे पुण्याभिषेक क्रिया ॥**

પ્રસ્પેરોના અસીમ યોગ બળ દર્શનથી મોહિત તથા વિસ્મત થ-ઇને નેપલસનો રાજા મુગ્ધ હૃદયથી બોલે છે,—

This is as stranges maze as e'erman trod;
And there is in this business more than nature
Was ever oonduct of; some oracle
Must rectify our knowledge."

પાપાચારી એનટોનિઓ યોગીરાજના ચરણ નીચે. પડે છે, એનિ-ઇના મિલાનનો પદચ્યુત રાજા છે ? જે ઇએના ભીષણ સમુદ્રના પટમાં રાજ્ય સ્થાપી શકે છે તે આજ રાજ્યત્યાગી સાગરની રેતીનો પ્રવાસી દીન હીન સન્યાસી છે. રાજાધિરાજ દીનહીન સન્યાસીના પગ નીચે પ-ડયો, તપોબળના યોગાલોકથી રાજમહેલ પ્રકાસિત થયો. સસાગર પૃ-થ્વીના અધીશ્વરે બાહુબળથી સન્યાસીના અધ્યાત્મિક બળની પાસે પ-રાજય કબુલ કર્યો ! હવે અમે આ તેજઃપુંજ બે ચિત્રનું સ્વરૂપ વર્ણન કરવાને વૃથા યત્ન કરીશું નહિ ! આ જુઓ મહાયોગી પ્રસ્પેરોજ રં ગભૂમિ પ્રેમના પ્રકાશથી પ્રકાશિત કરીને, નેપલસના બાદશાહનો આગી-યા કીડાનો પ્રકાશ પોતાનો પૂર્ણેન્દુકિરણથી વિલીન કરીને અસીમ ઉ-લ્લાસથી કહે છે,—

"Now my charms are all over thrown !
And what strength I hav's mine own !

\+ + +

As you from erines would hardoned be
Let your indulgence set me free."

વળી આ જુઓ મહામુનિ કણ્વ અધ્યાત્મિક જગતના પ્રેમ સિંહા-સનમાં બેસીને સસ્મિત મુખથી દુષ્મંતના મુખથી સાંભળે છે,—

**ममापिच क्षेपयतु नीललोहितः ।**
**पुनर्भवं परिगत शक्ति रात्मभुः ॥**

તેથીજ કહેતા હતા કે પ્રસ્પેરે તથા કણ્વમુનિ કાવ્ય જગતના ચંદ્ર સૂર્ય છે ! જ્યાં સુધી મનુષ્યનું હૃદય રહેશે, જ્યાં સુધી બે મહાકવિના ચિત્ર યુગલ કાવ્યજગત્ અતુલ પ્રકાશથી વિભાપિત કરશે, મનુષ્યજાતિને અનંત પ્રેમનું શિક્ષણ આપશે.

———

# પ્રિયંવદા અને ઇમિલિયા.

પેલા પ્રમોદવનમાં વનલતા પ્રીતિ ભરથી નવ માલિકાને આલિંગન કરે છે, પેલા માનસરોવરમાં કનક મૃણાલ સરોજનીને હૃદયમાં લઇને તરંગ હિલ્લોલમાં હળે છે, પેલા કુસુમકાનનમાં અસ્ફૂત કિશળય છિન્નવૃંત પુષ્પને છાતીપર રાખીને અવનીના અંકથી ખસી પડે છે, વાંચનાર, કાવ્યજગતમાં બરાબર એવી એક વનતોષણી લતા છે, એવું એક કનક મૃણાલ છે, એવું બીજું એક સુંદર કિશમય જોયું છે જો વાંચનારને યાદ ન હોય તો અમે કહીએછીએ અભિજ્ઞાન શકુન્તલની પ્રિયંવદા અને ઓથેલો (Othelo) ની ઇમિલિયા (Emelia) છે.

આ બે ચરિત્રનું પ્રકૃતિગત સૌન્દર્ય એકજ જાતનું છે, એકજ ઉપાધનથી બનેલું છે? જણાય છે? જો ભરતખંડનો કવિ ઓથેલો લખત, તો તેનું આલેખ્યપટમાં પ્રિયંવદાની જગાએ ઇમિલિયાને મેળવત, જો ઇંગ્લંડ આ કવિ તપોવનનું ચિત્ર આંકત તો તેના ગાઉન ઉઇગલ શોભિત ઇમિલિયા વલ્કલધારિણી તાપસ બાળાનો વેશ ધારણ કરત. આ બે ચરિત્રોનું પૃથક્કરણથી આપણે જોઇએ શકીએ છીએ કે, માનવ હૃદય બધા કાળમાં બધી જગાએ એકજ સરખું છે. સેંકડો વર્ષની પહેલાં સેંકડો કોશ છેટથી તુષાર શુભ્ર સાગરની પાસે બેસીને માંસહારી ચિત્રકરે જે છબિ આંકી છે, બરાબર તે ચિત્ર કાનન પ્રદેશવાસી તંડુલભોજી ચિત્રકારની પીંછી સામે જોઇને વિસ્મિત થઇએછીએ. બેઉ ચિત્રનો પ્રભેદ અન્વેષણ કરીને કદાચ આપણે જોઇ શકીશું કે, કાનનવાસી કવિની છબિના કરતાં તુષારમય દેશના કવિની છબિનો રંગ કંઇક ઉજ્જવળ છે, વાળ કંઇક વધારે ફોકડાવાળા છે, કટાક્ષ કંઇક વધારે ચંચળ છે! કદાચ જોઇશું કે એકનું રંગસ્થલ તરંગહિલ્લોલમય સાગરનો કિનારો છે, બીજા એકની અભિનયભૂમિ મન્દાર પુષ્પશોભિત પ્રમોદવન છે. પણ બેઉ એકજ રીતે ઉભી છે, એકજ રીતની વાતચીત કરે છે, બેઉના મુખમંડળપર એકજ

જાતની ચિત્તવૃત્તિ ઉચ્છ્વસિત થાય છે. કદાચ જોઇશું કે, અં-ગ્રેજ સ્ત્રી ભરતખંડમાં આવીને જરા લજ્જાશીલ થઇ છે, પણ તે હૃદય બરાબર તે રમણીય હૃદય રહેલું છે. તે ભાષા, તે અંગભંગી, તે હાવ ભાવ, બરાબર સ્ત્રીના જેવા રહેલા છે. કદાચ જોઇશું; બસરાના ગુલાબ આપણા દેશની જમીનમાં ઉત્પન્ન થઇ જરા નાના થયા છે, જરા લાલરંગ પકડયો છે, પણ તે પાખંડી, તે સુગધ, તે ઉજ્વળ રંગ બરાબર તે ગુ-લાબના જેવા રહેલા.

પ્રિયંવદા અને ઇમિલિયા નારી હૃદયની પૂર્ણ સહાનુભૂતિનું સુંદર ચિત્ર છે. આ વૈષમ્ય પૂર્ણ જગતમાં મનુષ્ય હૃદયતું સુખકામના શૂન્ય નિઃસ્વાર્થ પ્રેમ છે। તે નિઃસ્વાર્થ પ્રેમની જીવંત મૂર્તિ આ બે ચરિત્ર માં ચિત્રિત થઈ છે. અભિજ્ઞાન શકુન્તલમાં દુષ્યંતના પ્રેમમાં આત્માભિ-માન છે. સ્વાર્થપરતા છે, મતિ ભ્રમ છે, પણ પ્રિયંવદાના પ્રીતિપૂ-ર્ણ, સહાનુભૂતિમય પ્રેમમાં આત્માભિમાનનો લેશમાત્ર નથી, સ્વાર્થ પ-રતાનો સ્પર્શ નથી, મતિભ્રમની સંભવના નથી ! ઓથેલોનું ચહાવું સં-દેહથી ભરપૂર છે, ઇર્ષ્યાનલમાં સન્તપ્ત છે, પણ ઇમિલિયાનું ચહાવું પ-વિત્ર છે, સ્નિગ્ધ કલંક શૂન્ય છે ! ઓથેલો પાપાત્મા ઇયાગોની જાળમાં પડવાની પહેલાં તે બોલ્યો હતો,--

My soul hath her content so absolute
That not another comport like to this
Succeds in unknown fate."

વળી ઇમિલિયા પોતાના પ્રાણસખાને માટે સોગન ખાઇને બોલી,–

If she be not honest, chaste and true
Theres no man happy; the purest of their wives
Is foul as slander."

આપણે ભરતખંડના કવિની રંગભૂમીમાં જોયું, શકુન્તલા પાણી

આન્ટેયના હૃદયમાં પ્રચંડ આગ સળગી ઉઠી છે, ઇમિલિયા અને પ્રિય વદાના હૃદયમાં તે સૌન્દર્ય, તે સરળતા, તે લાવણ્ય પૂર્ણ ગૌરવથી પ્રતિબિંબિત છે. જે સૌન્દર્ય એકવાર જોયાથી હૃદય મુગ્ધ થાય છે, એ એોનું હૃદય રાત દહાડો તે સૌન્દર્યના પ્રકાશથી સ્ફુર્તિ મેળવ્યું છે ! ક્ષુદ્ર વિશાળમાં વિલીન થયું છે ! સાંઝના તારાનો પ્રકાશ પૂર્ણેન્દુ કિરણથી જ્યો છે. આ અતુલ સૌન્દર્ય નહિ હોત તો એઓની પાસે જગત અંધકારમય, શ્મશાનના જેવું થાત, આ સૌન્દર્યથી વિચ્છિન્ન થવું અને દેહથી પ્રાણ વિચ્છિન્ન થવું એ બેઉ સમાન છે. જીવલોકની જોડે વાયુને જે સંબંધ છે, શકુન્તલા અને ડિસડિમોના ખરી રીતે સૌન્દર્યનો જો પ્રિયંવદા અને ઇમિલિયાના જીવનનો સંબંધ છે. તેથી શકુન્તલાના ભર્તૃભવનમાં જવાની વખતે પ્રિયંવદાએ આનંદથી તથા વિષાદથી પૂછ્યું હતું

"अअं जणोदात्तिकस्स रन्मे समप्पि दो"

તેથીજ ઇમિલિયાએ અમ્લાન વદનથી ડિસડિમોનાને માટે પ્રાણ વિસર્જન આપીને તેનું મૃત્યુદેહને આલિંગન કરીને કહ્યું,—

Hark, canst thou here me? I will play the swan
And die in music.

## મરચેન્ટ ઑફ વેનિસનું શ્રેષ્ઠપણું.

મહાકવિ શેકસપિયરના એક ચિત્રના ઉપર વિચાર કરીને જોઇએ. પ્રિયબંધુ વાસગિયના ભલાને માટે ઉદારમનના એન્ટોનિયે સાઇલિકની પાસેથી રૂપીયા કર્જે લઇને એક ખત લખી આપ્યું. તેમાં આવું અંગીકાર કર્યું હતું કે, જો તણ મહીનામાં વ્યાજની સાથે રૂપીઆ ન આપું, તો સાઇલક મારા શરીરમાંથી અઢધો રતલ માંસ કાપી લે. દુર્ભાગ્યથી નિરૂપિત સમયમાં એન્ટોનિયનું વહાણ આવ્યું નથી, નિષ્ટુર સાઇલિકે કબુલ કરેલો માંસનો કડકો મેળવવા માટે સરકારમાં ફરિયાદિ કરી. ન્યાયનો આરંભ થયો. તે વેળાએ ઉન્નત મનનો ઉદાર હૃદયનો પરદુઃખમાં દુઃખી પરોપકારી એન્ટોનિયે શું કહ્યું ? તે તે વેળાએ જે અવસ્થામાં પડયો હતો તેમાં મહોન્નત મન પણ અવનત થઇ જાય; પરદુઃખ કાતરતા પોતાના દુઃખમાં વિલુપ્ત થાય; હૃદય ચિરાઇ જાય, મન કેન્દ્રભ્રષ્ટ ગ્રહની પેઠે અજાણે માર્ગે દોડે પરન્તુ તેણે સ્થિર ચિત્તથી દૃઢતાપૂર્ણ અન્તઃકરણથી ન્યાયાધિશને કહ્યું,–

I have heard,
Your grace hath ta'an great pains to quality,
His rigorous course, but since he stands obdurate,
And that no lawful means can carry me
Out of his envy's reach, I do oppose
My patience to his fury; and am armed
To suffer with a quietness of spirit,
The very tyranny and rage of his.

એન્ટોનિય આજે રસ્તાનો ભીખારી છે; તેનુ અતુલ ઐશ્વર્ય સ્વપ્નામાં જોયલા ઐશ્વર્યની પેઠે વિલીન થઇ ગયું છે, આજે તે પોતાના પ્રફુલ્લતાવાળા, કરૂણા જ્યોતિથી વિભૂષિત, પ્રીતિપૂર્ણ હસતા ઘરમાંથી

બહાર નીકળીને ન્યાયાલયમાં ઉભો રહીને મૃત્યુની આજ્ઞાની વાટ જોતો ઉભો છે! નહિતો તેના આવા બોલ હોય? વેપારી માણસ નથી, દેવતા છે! જો સામાન્ય માણસ હોત, તો આજની વિપદમાં શું તે પોતાના પરોપકારવ્રતમાં દૃઢવ્રત થઇને જીવનને વિસર્જન કરવાને માટે તૈયાર થયલો જોત નહિ, તે પોતાને વિસરી જઇને, જન્માવચ્છિન્ન સંસ્કાર ગુમાવીને, ઉન્નત મનને સાંકડુ કરીને, જીવન બચાવવાના લોભમાં જમીન ઉપર પડીને આલોટા મારત, ખરા નાટકકારો ધર્મની અવતારણા કરે છે, પોતાની બધી શક્તિથી સૌન્દર્ય, મહત્વ વાંચનારને મનોહારિણી પીંછીથી ચિત્રે છે; તે વિમુગ્ધકર ચિત્રથી વાંચનારનું મન ગુલતાન કરી મૂકે છે; તે કરીને વળી તે ચિત્રને ભીષણાંધકારમાં નાખે છે. જે અંધકારમાં નાખે છે, તે અંધકારમાં ધર્મનું મુખ સ્વભાવતઃ હોય છે, શક્તિનો નાશ થવાની સંભવના હોય છે, મહત્વ હીનત્વમાં આવવાની દહેશત હોય છે. આ ઘોર અવસ્થા જોઇને વાંચનારનું મન વ્યાકુલ થઇ જાય છે; પ્રિય વસ્તુની ખરાબ અવસ્થા જોઇને વાંચનારનું મન દુઃખદાયક થઇ પડે છે; ધર્મ પોતાનો મહત્વ રક્ષા કરવામાં કદાચ નિષ્ફળ થાય એવી આશંકાથી વાંચનારનું હૃદય ચલાયમાન થાય છે. ધીરેધીરે અંધકાર નીકળી જાય છે, ત્યારે જોવામાં આવે છે કે ધર્મજ્યોતિ ઝાંખી થઈ નથી, જેમ ઉજ્વલ હતી, તેમજ ઉજ્વલ છે, બહારનુંજ જગત્ અન્તર્જગતમાં ચિહ્ન માત્ર અંકિત કરી શકતું નથી. ત્યારે વાંચનારનું મન મનુષ્યનું મનુષ્યત્વ સમજીને વર્દ્ધિતબળ થાય અને નિર્મળ પવિત્ર, સ્વર્ગીય આનન્દમાં તણાય છે એનેજ અમે નાટકત્વ કહીએ છીએ. શેકસપિયરના Merchant of Venice એ જાતનું છે. તેમાં મનના ભાવોનું જેવું વર્ણન કરેલું છે, તેવું ઘણાજ થોડા લખનારાઓએ કરેલું છે. તેમાં શેકસપિયરની બહાદુરી છે. અન્તર્જગત ઉપર તેનો હાથ સર્વથી વધારે છે. તે વિષય અમે આગળ કહી ગયા છીએ.

# CONTENTS.



## અનુક્રમ.





**કાલિદાસ અને શેકસ્પીયરની તુલના.** આવું પુસ્તક કોઇ પણ ભાષામાં નથી એમ કહીએ તો ખોટું નથી. તેમાં જગતના બે મોટા કવિયોની તુલના કરી છે. સૌન્દર્ય એ શી વસ્તુ છે, અને તે શેમાં વધારે છે તે લંબાણથી વિવેચન કરીને મહા કવિયોની કૃતિનું સૌન્દર્ય બતાવવાનો યત્ન કર્યો છે. કાલિદાસ અને શેકસપિયરના ઉત્તમ ભાવોનું વિવેચન કરીને બેની તુલનામાં જે કંઇ સુંદરભાવ, જે કંઇ મધુરભાવ, જે કંઇ શાંતભાવનું દર્શન કરાવીને વાંચનારને મહાન્ કવિયોના કાવ્ય ઉપર શ્રદ્ધા થાય તેવું કરવામાં કંઇ પણ ઓછાપણું રાખ્યું નથી. કિંમત આઠ આના.

**કવિતત્વ.** આવું પુસ્તક ગુજરાતીમાં એકે નથી. કવિમાં શા શા ગુણ જોઇએ, કવિ કોણ કેવો, કવિની કૃતિ શી રીતે ઉત્તમ થાય, કવિતા કોણે કહેવી, કાવ્ય એ શું છે વગેરે કવિના ઉપયોગી વિષયનું વર્ણન કર્યું છે. કિંમત આઠ આના.

**કાવ્યતત્વ** આવું પુસ્તક ગુજરાતીમાં થયું નથી એવું કહેવું ખોટું નથી. તેમાં કાવ્યના લક્ષણો, દુઃખાંત સુખાંત કાવ્યની સમજણ, કાવ્યથી શા શા લાભ થાય છે, કાવ્યની બાંધણી શી રીતની થાય છે ઇત્યાદિ વિષયનું વિવેચન કરીને કાવ્યતત્વ પુસ્તક તૈયાર કર્યું છે કિંમત આઠ આના.

**હૃદય તત્વ અથવા ચારિત્ર**—આ પુસ્તકમાં સદ્વર્તન વિશે ભાષણ છે. માણસે ચારિત્રમાં રહેવાથી શા લાભ થાય છે. સદ્‌ગુણ કોને કહે છે, સદ્‌ગુણીમાં શા શા ગુણ જોઇએ. સત્યનિષ્ઠા, સંયમ વગેરની સમજણ આપી છે કિંમત આઠ આના.

**મળવાનું ઠેકાણું—નારાયણ હેમચંદ્ર—અમદાવાદ.**

**કાલિદાસ અને શેકસપિયરની તુલના.** આવું પુસ્તક કોઇ પણ ભાષામાં નથી એમ કહીએ તો ખોટું નથી. તેમાં જગતના બે મોટા કવિયોની તુલના કરી છે. સૌન્દર્ય એ શી વસ્તુ છે, અને તે શેમાં વધારે છે તે લંબાણથી વિવેચન કરીને મહા કવિયોની કૃતિનું સૌન્દર્ય બતાવવાનો યત્ન કર્યો છે. કાલિદાસ અને શેકસપિયરના ઉત્તમ ભાવોનું વિવેચન કરીને બેની તુલનામાં જે કંઇ સુંદરભાવ, જે કંઇ મધુરભાવ, જે કંઇ શાંતભાવનું દર્શન કરાવીને વાંચનારને મહાન્ કવિયોના કાવ્ય ઉપર શ્રદ્ધા થાય તેવું કરવામાં કંઇ પણ ઓછાપણું રાખ્યું નથી. કિંમત આઠ આના.

**કવિતત્વ.** આવું પુસ્તક ગુજરાતીમાં એકે નથી. કવિમાં શા શા ગુણ જોઇએ, કવિ કોણ કેવો, કવિની કૃતિ શી રીતે ઉત્તમ થાય, કવિતા કોણે કહેવી, કાવ્ય એ શું છે વગેરે કવિના ઉપયોગી વિષયનું વર્ણન કર્યું છે. કિંમત આઠ આના.

**કાવ્યતત્વ** આવું પુસ્તક ગુજરાતીમાં થયું નથી એવું કહેવું ખોટું નથી. તેમાં કાવ્યના લક્ષણો, દુઃખાંત સુખાંત કાવ્યની સમજણ, કાવ્યથી શા શા લાભ થાય છે, કાવ્યની બાંધણી શી રીતની થાય છે ઇત્યાદિ વિષયનું વિવેચન કરીને કાવ્યતત્વ પુસ્તક તૈયાર કર્યું છે કિંમત આઠ આના.

**હૃદય તત્વ અથવા ચારિત્ર**—આ પુસ્તકમાં સદ્દવર્તન વિશે લખાણું છે. માણસે ચારિત્રમાં રહેવાથી શા લાભ થાય છે. સદ્દગુણ કોને કહે છે, સદ્દગુણીમાં શા શા ગુણ જોઇએ. સત્યનિષ્ઠા, સંયમ વગેરેની સમજણ આપી છે કિંમત આઠ આના.